# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

[પ્રાથમિક શાળાઓના ત્રીજા ધોરણ માટે.]




કર્તા

સુભદ્રા છોટાલાલ

આસીસ્ટંટ શિક્ષિકા.

મ્યુનિસિપલ કાલુપુર કન્યાશાળા નં. ૩.

અમદાવાદ.







પ્રકાશક

શંકરલાલ બુલાખીદાસ અને કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ,

રીચીરોડ—અમદાવાદ.

કિમ્મત રૂ. ૦-૪-૦.

# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

( પ્રાથમિક શાળાઓના ત્રીજા ધોરણ માટે. )

કર્તા:

**સુભદ્રા છોટાલાલ**

આસીસ્ટંટ શિક્ષિકા

અમદાવાદ મ્યુનિસિપલ કાલુપૂર કન્યાશાળા નં. ૩

અમદાવાદ.

પ્રકાશક:

સાકરલાલ બુલાખીદાસ અને કંપનિ

બુકસેલર્સ અને પબ્લીશર્સ

રીચીરોડ, અમદાવાદ:

આવૃત્તિ ૩ જી  પ્રત, ૪૦૦૦

કિંમત ૦-૪-૦

# પ્રસ્તાવના.

છોકરાઓની શાળાઓ તેમ કન્યાશાળાઓ બંનેના ધોરણ ત્રીજાનો અભ્યાસક્રમ લક્ષમાં રાખીને આ પુસ્તકની યોજના કરવામાં આવી છે. કન્યાશાળાના ધોરણ ત્રીજાના ભૂગોળના અભ્યાસમાં તાલુકો, જીલ્લો તથા પ્રાંતની ભૂગોળ ઉપરાંત દુનિયાના મુખ્ય દેશો તથા તેમનું એક બીજાના સંબંધમાં સ્થાન એનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. ગુજરાત પ્રાંતની ભૂગોળના અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા પુસ્તકોમાં આનો સમાવેશ કરેલો નહિ હોવાથી ભૂગોળનું શિક્ષણ આપવામાં કન્યાશાળાની શિક્ષિકાઓને અડચણ પડતી હતી. તેમ યોગ્ય પાઠ્ય પુસ્તક નહિ હોવાથી બાળકોને પણ અગવડ પડતી હતી. આ અગવડ દૂર કરવાનો આ પુસ્તકનો હેતુ છે.

પ્રાથમિક શાળાઓમાં ભૂગોળનો વિષય ઘણો અઘરો છે. પહેલાંની માફક માત્ર ગામો, નદીઓ, પર્વતો વગેરેના નામો બાળકો પાસે ગોખાવી ભૂગોળનું શિક્ષણ આપવાનું શિક્ષકોને હવે પાલવે એમ નથી. કારણ કે દેશની ભૂતળ રચના, રાજ્ય વ્યવસ્થા, રેલવે લાઈનો, લોકો તેમના ધર્મ તથા ધંધાઓ, આયાત્, નિકાશ વગેરે બાબતનું શિક્ષણ આપવું તે પણ જરૂરનું છે. આથી કરીને ભૂગોળનો વિષય પ્રાથમિક શાળાઓમાં હવે અઘરો થવા લાગ્યો છે. આવા અઘરા વિષય ઉપર એક પુસ્તક લખવાની મારા જેવી એક સામાન્ય

શિક્ષિકા હીંમત ધરે એ એક જાતની ધૃષ્ટતા કહેવાય, તે હું સારી રીતે સમજું છું. પરંતુ કેટલા સબળ કારણોને લીધે આ પુસ્તક લખી જાહેરમાં મુકવાની મેં હીંમત ધરી છે.

જોડા પહેરનારને જોડો કઈ જગ્યાએ ડંખે છે, તે તે સારી રીતે સમજી શકે છે, હું ત્રીજા ધોરણમાં ભૂગોળ શિખવું છું. તેથી તે વિષય શિખવવામાં શિક્ષકને કયાં અને કેવી મુશ્કેલીઓ પડે છે તેનો મને અનુભવ છે. મારા વર્ગમાં ભૂગોળનું શિક્ષણ આપવાને માટે મેં કેટલીક નોંધો તૈયાર કરી હતી. આ બધી નોંધોને એકત્ર કરી તેનો વિસ્તાર કરી તેમજ કેટલાક યોગ્ય ફેરફારો કરી, બાળકોને આનંદ પડે અને વિષયમાં રસ પડે માટે તેની બનતી કાળજી રાખી, આ પુસ્તક મેં તૈયાર કર્યું છે. તેથી હું માનું છું કે મારા શિક્ષક બંધુઓ અને ખાસ કરીને મારી શિક્ષિકા બ્હેનો તરફથી મારા આ અલ્પ પ્રયાસને સારો આવકાર મળશે.

આ પુસ્તકમાં કાંઇ દોષો હોય તે તરફ જે શિક્ષક બંધુઓ અને શિક્ષકા બ્હેનો મારૂં ધ્યાન ખેંચશે તેમ આ પુસ્તક સંબંધી કાંઈ પણ સૂચનાઓ કરશે તેમનો હું ઉપકાર માનીશ, અને પ્રભુ-કૃપાએ જો કદાચ આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવશે તો તે વખતે તે દોષો તથા તે સૂચનાઓ તરફ હું ખાસ લક્ષ આપીશ.

છેવટે આ પુસ્તક લખવામાં વારંવાર ઉત્તેજન આપવા માટે તેમ કેટલીક અગત્યની સૂચનાઓ કરવા માટે હું આ પ્રસંગે અમારા સ્કુલ બૉર્ડ એડમિનીસ્ટ્રેટીવ ઑફીસર સાહેબ રા. રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

કાલુપૂર
અમદાવાદ.
તા. ૩૦-૪-૧૯૨૭.

સુભદ્રા છોટાલાલ
આસિસ્ટંટ, શિક્ષિકા.
અમદાવાદ મ્યુનિસિપલ કાલુપૂર કન્યાશાળા.
નં. ૩.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.



અમદાવાદ મ્યુનિસિપાલીટીના સ્કુલબૉર્ડે આ પુસ્તક મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કર્યું છે તેથી ટુંક સમયમાં આ લઘુ પુસ્તકની ત્રીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. સ્કુલબૉર્ડે મારા આ અલ્પ પ્રયાસને આ રીતે ઉત્તેજન આપ્યું છે તેથી આ પ્રસંગે હું સ્કુલ બૉર્ડના સભાસદોનો તેમજ એડમીનિસ્ટ્રેટીવ ઑફીસર સાહેબનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

આ પુસ્તકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં મેં શિક્ષક બંધુઓ તથા શિક્ષિકા બ્હેનોને આ પુસ્તક સંબંધી મને કંઇ સૂચના કરવા વિનંતી કરી હતી, પરંતુ તેમના તરફથી એક પણ સૂચના નહિ આવેલી હોવાથી માત્ર નજીવા ફેરફારો સાથે આ પુસ્તક ફરી પ્રસિદ્ધ કરવામાં આવે છે. તા. ૩૦–૪–૨૭.

**અમદાવાદ.**
તા. ૩૦–૪–૨૭.



**સુભદ્રા છોટાલાલ.**
આસિસ્ટંટ શિક્ષિકા
કાળુપુર કન્યાશાળા નં. ૩.

# છોકરાઓ માટેના ગુજરાતી પ્રાથમિક શાળાઓના ધોરણોમાંથી ધોરણ ત્રીજું.

## ભૂગોળ.

બની શકે ત્યાંસુધી પ્રત્યક્ષ અવલોકનથી તથા માટીના અથવા બીજા નમુનાથી ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શીખવવી, અને પછી નકશામાં બતાવવી.

નકશામાં ભૂતળ રચના બતાવી હોય, તે ઉપરથી દેશના ઉંચાણુ નીચાણુના દેખાવ તથા તેના સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાનો છોકરાંઓને મહાવરો પડાવવો. ( નકશાના ) સ્કેલનું જ્ઞાન, સ્કેલ ઉપરથી નકશા ઉપર અંતરો માપવાં, જીલ્લા અથવા એજન્સીની ભૂતળ રચના, ત્યાં જે ઉદ્યોગ ચાલતા હોય તેમજ તેના સ્થળો, વ્યવહાર ચલાવવાના જે સાધનો હોય તે વગેરે શુદ્ધાં, ગુજરાતની સામાન્ય ભૂગોળ શિક્ષકે કાળા પાટીઆ ઉપર દોરેલા નકશાના ખોખામાં છોકરાંઓએ જગ્યાઓ પુરવી.

# ગુજરાતી કન્યાશાળાઓનાં ધોરણોમાંથી ધોરણ ત્રીજું.

## ભૂગોળ—

(૧) તાલુકા, જીલ્લો અને પ્રાંત—अ સીમા. ब મુખ્ય-પ્રાકૃતિક લક્ષણો. क મુખ્ય જગાઓ. ड મુખ્ય ઉપજો. इ લોકો અને ધંધાઓ. फ ગામ અથવા કસબા તથા તાલુકા જીલ્લા અથવા પ્રાંતના બીજા ભાગો વચ્ચેનાં વહેવારનાં સાધનો.

(૨) દુનિયાના મુખ્ય દેશો અને તેમનું એક બીજાના સંબંધમાં સ્થાન (જેમ બને તેમ સાદી રીતે શીખવવાં.)



# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

## પ્રકરણ ૧ લું.

### તાલુકાની ભૂગોળ.

**શિક્ષક**—બાળકો, આપણાં શહેરનું નામ શું ?

**વિદ્યાર્થીઓ**—અમદાવાદ.

**શિક્ષક**—બરોબર, અમદાવાદ શહેર વિષેની કેટલીક હકીકત તમે બીજી ચોપડીમાં શીખી ગયાં છો. હવે આ ત્રીજી ચોપડીમાં તમે બીજું કાંઈ નવું શીખશો. બોલો, તમને ખબર છે; તાલુકો કોને કહેવાય ?

**વિદ્યાર્થીઓ**—નાજી.

**શિક્ષક**—આપણું અમદાવાદ શહેર તથા આજુબાજુના કેટલાક નાના ગામો મળીને **એક તાલુકો** બનાવવામાં આવ્યો છે. તમને ખબર છે, કે અમદાવાદ શહેર કયા તાલુકામાં આવેલું છે.

**વિદ્યાર્થીઓ**—નાજી.

**શિક્ષક**—અમદાવાદ શહેર **ઉત્તર દસ્ક્રોઇ** તાલુકામાં આવેલું છે. હવે તમે મને કહો, અમદાવાદ શહેર સિવાય ઉત્તર દસ્ક્રોઇ તાલુકામાં બીજાં કયાં કયાં મુખ્ય ગામો આવેલાં છે ?

**વિદ્યાર્થીઓ**—અમને તે ગામોના નામ નથી આવડતાંજી.

**શિક્ષક**—સાંભળો હું કહું. સરખેજ, નરોડા, અડાળજ નિકોલ અને ઉવારસદ, આટલાં ગામો તમારે માટે બસ છે. હવે કહો, સરખેજમાં કાંઈ જોવા લાયક છે ?

**એક વિદ્યાર્થી**—હાજી, સરખેજનો રોજો જોવાલાયક છે.

**શિક્ષક**—બરાબર, ત્યારે અડાળજમાં શું જોવાલાયક છે.

**બીજો વિદ્યાર્થી**—સાહેબ, અડાળજની વાવ જોવાલાયક છે.

**શિક્ષક**—ઉત્તર દસક્રોઈ તાલુકામાં નદીઓ કઇ છે ?

**ત્રીજો વિદ્યાર્થી**—સાબરમતી.

**શિક્ષક**—બરાબર, સાબરમતી અને બીજી એક નાની નદી પણ છે. તેનું નામ **ખારી** છે. આ તાલુકામાં ચાર રેલવે લાઇનો છે. (૧)—અમદાવાદથી સરખેજ જતી, (૨) અમદાવાદથી નરોડે જતી, (૩) અમદાવાદથી વીરમગામ જતી, (૪) અમદાવાદથી આબુરોડ જતી. હવે મને કહો તાલુકાનો ઉપરી અમલદાર કોણ?

**એક વિદ્યાર્થી**—**મામલતદાર** સાહેબ.

**શિક્ષક**—બરોબર.

## પ્રકરણ ૨ જું.

### જીલ્લાની ભૂગોળ.

**શિક્ષક**—બાળકો તમે ઉત્તર દસક્રોઈ તાલુકાની ભૂગોળ શીખી ગયાં, હવે મને કહો, **જીલ્લો** કોને કહેવાય ?

**વિદ્યાર્થીઓ**—અમને નથી આવડતુંજી.

**શિક્ષક**—આપણો ઉત્તર દસક્રોઈ તાલુકો અને તેના જેવા બીજા કેટલાક તાલુકાઓનું જુથ એકત્ર કરીએ તો **જીલ્લો** બને. ઘણા

ગામો મળીને જેમ તાલુકા બનાવવામાં આવે છે, તેમ ઘણા તાલુકાઓ મળી જીલ્લો બનાવવામાં આવ્યો છે. હવે તમે મને કહેશો કે, આપણો ઉત્તર દસક્રોઈ તાલુકા કયા જીલ્લામાં આવ્યો છે?

**વિદ્યાર્થીઓ**—અમને ખબર નથી.

**શિક્ષક**—આપણો ઉત્તર દસક્રોઇ તાલુકા **અમદાવાદ જીલ્લામાં** આવેલો છે. હવે કહો ઉત્તર દસક્રોઇ તાલુકા સિવાય અમદાવાદ જીલ્લામાં બીજા કયા કયા તાલુકાઓ આવેલા છે?

**વિદ્યાર્થીઓ**—અમને નથી આવડતુંજી.

**શિક્ષક**—અમદાવાદ જીલ્લામાં નીચેના તાલુકા આવેલા છે.

(૧) ઉત્તર દસક્રોઇ (૨) દક્ષિણ દસક્રોઈ (૩) વીરમગામ (૪) પ્રાંતીજ (૫) ધોળકા (૬) ધધુકા. આ સીવાય ત્રણ પેટા મહાલો છે. તે નીચે પ્રમાણેઃ—

(૧) મોડાસા (૨) સાણંદ (૩) ઘોઘા.

હવે કહો આપણા અમદાવાદ જીલ્લામાં નદીઓ કયી કયી આવેલી છે.

**વિદ્યાર્થીઓ**—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક ને હાથમતી.

**શિક્ષક**—બરાબર. અમદાવાદ જીલ્લો ઉત્તર વિભાગમાં બીજા બધા જીલ્લાઓ કરતાં મોટો છે. તેનું ક્ષેત્રફળ ૩૮૦૦ ચોરસ માઈલ છે; અને વસ્તી ૮૯૦૯૧૧ માણસની છે. આ જીલ્લાના કુદરતી ત્રણ વિભાગ થઇ શકે છે. (૧) પ્રાંતીજ ને મોડાસાનો પહાડી પ્રદેશ. (૨) મધ્ય વિભાગ–તેમાં વીરમગામ, દસક્રોઇ, ધોળકા, ધંધુકા અને સાણંદ તાલુકાનો સમાવેશ થાય છે. (૩) ઘોઘા તાલુકો.

## અમદાવાદ જીલ્લાનાં મુખ્ય શાહેરો.

**મુખ્ય શાહેરો**—અમદાવાદ–ગુજરાત પ્રાંતમાં સૌથી મોટામાં મોટું અને વેપારમાં આગળ પડતું શહેર છે. તેમાં જોવા લાયક કેટલાંક સ્થળો છે. તે તમે શીખી ગયાં છો.

**વીરમગામ**—તાલુકા ગામ છે, અને તેમાં સિદ્ધરાજની મા મીનળ દેવીનું બંધાવેલું મુનસર તળાવ જોવા લાયક છે. ત્યાં રૂનો પાક થાય છે અને તેનો વેપાર સારો ચાલે છે.

**ખારાઘોડા**—વીરમગામ તાલુકામાં આવેલું છે. ત્યાં મીઠું પકવવામાં આવે છે.

**ધોળકા**—તાલુકા ગામ છે. ત્યાં પણ મીનળદેવીનું બંધાવેલું મલાવ તળાવ જોવા લાયક છે. આ ગામનું પ્રાચીન નામ વિરાટનગર છે. ત્યાં પાંડવોની નિશાળનું સ્થળ છે. ત્યાં સુંઠ, દાડમ, જામફળ વગેરેની સારી પેદાશ થાય છે.

**ઘોઘા**—તાલુકાનું મુખ્ય ગામ છે. પ્રાચીન સમયમાં મોટું બંદર હતું; પણ હાલમાં મુંબાઇનું બંદર ખુલવાથી વેપાર પડી ભાગ્યો છે. ઘોઘાની પાસે **પીરમ બેટ** છે.

આ જીલ્લામાં ચાર રેલવે લાઇનો છે. (૧) મુંબાઇથી વીરમગામ જતી, (૨) અમદાવાદથી આબુ જતી, (૩) અમદાવાદથી પ્રાંતીજ જતી, (૪) અમદાવાદથી ધોળકે થઇ ધંધુકે જતી.

જીલ્લાના ઉપરી અમલદારને **કલેકટર સાહેબ** કહે છે. અમદાવાદ જીલ્લાના કલેકટર સાહેબ અમદાવાદ શહેરમાં શાહીબાગમાં રહે છે.

**પાક**—દસક્રોશીમાં ડાંગર, ભાલમાં ઘઉં, અને વીરમગામમાં કપાસ એ આ જીલ્લાના મુખ્ય પાક છે.

**લોકો**—આ જીલ્લાના લોકો કરકસર તથા પૈસા કમાવવાની કુશળતાને માટે ખાસ જાણીતા છે.

# પ્રકરણ ૩ જું.

## ગુજરાત પ્રાંતની સામાન્ય ભૂગોળ

**શિક્ષક**—બાળકો તાલુકો કોને કહે, તે તમે શીખી ગયા, જીલ્લો કોને કહે. તે પણ તમે શીખી ગયા, હવે મને કહેશો કે ઘણા જીલ્લાઓ મળી શું બને?

**વિદ્યાર્થીઓ**—અમને નથી આવડતુંજી,

**શિક્ષક**—હું તમને કહું સાંભળો. આપણો અમદાવાદ જીલ્લો અને તેના જેવા બીજા કેટલાક જીલ્લાઓ મળી એક પ્રાંત બને છે. અમદાવાદ જીલ્લો ક્યા પ્રાંતમાં અવેલો છે?

**વિદ્યાર્થીઓ**—અમને ખબર નથી

**શિક્ષક**—આપણો અમદાવાદ જીલ્લો **ગુજરાત પ્રાંતમાં** આવેલો છે. બાળકો, અમદાવાદ જીલ્લા સિવાય બીજા કયા કયા જીલ્લાઓ ગુજરાત પ્રાંતમાં આવેલા છે?

**વિદ્યાર્થીઓ**—અમને ખબર નથીજી.

**શિક્ષક**—ગુજરાત પ્રાંતમાં નીચેના જીલ્લાઓ આવેલા છે, (૧) અમદાવાદ, (૨) ખેડા, (૩) ભરૂચ (૪) પંચમહાલ, (૫) સુરત. હવે કોઈ મને કહેશો કે **વિભાગ** કોને કહેવાય?

**વિદ્યાર્થીઓ**—અમને એ તો નથી આવડતુંજી.

**શિક્ષક**—ઘણા જીલ્લાઓ અને તેની સાથે કેટલીક એજન્સીઓ મળીને રાજ્યવ્યવસ્થા માટે જે જુથ બનાવામાં આવે છે તેને **વિભાગ** કહે છે.

**વિદ્યાર્થીઓ**—સાહેબ, એજન્સી એટલે શું?

**શિક્ષક**—બાળકો, તે હું તમને સમજાવાનો હતો. પરંતુ તમે સવાલ પુછ્યો તે બહુ સારૂં થયું. સાંભળો. આપણા અમ-

દાવાદ શહેરમાં, ઉત્તર દસક્રોઇ તાલુકામાં તથા અમદાવાદ જીલ્લામાં અંગ્રેજ સરકારનું રાજ છે, પણ ગુજરાતમાં બીજાં ઘણાં ગામો છે; તેમાં દેશી રાજા હિંદુ કે મુસલમાનનું રાજ ચાલે છે. આવા કેટલાક દેશી રાજ્યોનું જુથ એકઠું કરી, અંગ્રેજ સરકાર તરફથી નીમાયેલા એક અમલદારની દેખરેખ નીચે રાખવામાં આવ્યું હોય તેને **એજન્સી** કહેવાય છે, હવે તમારે પ્રાંત ને વિભાગનો તફાવત બરોબર સમજવો જોઇએ. તે હું તમને સમજાવીશ.

ભાષા અને કુદરતી રચના ધ્યાનમાં લઇ દેશના ભાગ પાડવામાં આવ્યાં છે, તેમાંના દરેક ભાગને **પ્રાંત** કહે છે, અને રાજ્ય વ્યવસ્થા ચલાવવા માટે એક ઉપરી અધિકારીના અમલ નીચે સોંપાયેલા ઇલાકાના ભાગને **વિભાગ** કહે છે.

અમદાવાદ શહેર, ઉત્તર દસક્રોઇ તાલુકો, તથા અમદાવાદ જીલ્લો **ગુજરાત પ્રાંતમાં** આવેલા છે. તેમ તેઓ **ઉત્તર વિભાગમાં** પણ આવેલા છે; પણ ગુજરાત પ્રાંતને ઉત્તર વિભાગમાં ફેર છે. ઉત્તર વિભાગમાં કેલટલાક જીલ્લા તથા એજન્સીઓનોં સમાવેશ થાય છે, અને તેના ઉપર દેખરેખ ચલાવવાને એક અધિકારીની નીમણુંક સરકારે કરી છે તે અધિકારીનું નામ **કમિશ્નર સાહેબ** છે. ઉત્તર વિભાગમાં નીચેના જીલ્લાઓ તથા એજન્સીઓ આવેલા છે.

## જીલ્લાઓ.

( ૧ ) અમદાવાદ ( ૨ ) ખેડા ( ૩ ) ભરૂચ ( ૪ ) પંચમહાલ ( ૫ ) સુરત ( ૬ ) થાણુા.

## એજન્સીઓ.

( ૧ ) મીહીકાંઠા ( ૨ ) રેવાકાંઠા ( ૩ ) સુરત એજન્સી આ ઉપરાંત ખંભાતનું સંસ્થાન પણ છે.

ગુજરાત પ્રાંત અનાથી તદ્દન જુદો છે. થાણા જીલ્લો ગુજરાત પ્રાંતમાં નથી. તે ગુજરાત પ્રાંતની બહાર **મહારાષ્ટ** નામના બીજા પ્રાંતમાં આવેલો છે. **થાણા જીલ્લો બાદ કરતાં આખો ઉત્તર વિભાગ અને તે ઉપરાંત પશ્ચિમ હિંદ સ્ટેટસ એજન્સીનો કેટલોક ભાગ વડોદરાનું રાજ, તથા દીવ ને દમણ એ બે ફીરંગી લોકોનાં સંસ્થાનો આ બધું મળીને ગુજરાત પ્રાંત બનેલો છે.**

જે મુલકમાં ગુજરાતી ભાષા બોલાતી હોય તેને ગુજરાત પ્રાંત કહેવાય છે. ગુજરાત પ્રાંતના કુદરતી રીતે બે મોટા ભાગ પડેલા છે. ( ૧ ) દ્વિપકલ્પનો પ્રદેશ એટલે કાઠીયાવાડ ( ૨ ) ખંડસ્થ પ્રદેશ તે શુદ્ધ ગુજરાત. કાઠીયાવાડમાં ઘણાં દેશી રાજ્યો આવેલાં છે અને તે બધા દેશી રાજ્યોના જુથની એક એજન્સી બનાવવામાં આવી હતી તેનું નામ કાઠીયાવાડ એજન્સી હતું. તે એજન્સી ઉપર ઉત્તર વિભાગના કમીશ્નર સાહેબની હકુમત ચાલતી નહોતી. હાલમાં તે નામ બદલી નાખવામાં આવેલું છે. પહેલાંની કાઠીયાડ એજન્સી તથા બીજી એજન્સી જેનું નામ પાલણપુર હતું, અને જે બે વર્ષ ઉપર ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબની હકુમત તળે હતી, તે બે એજન્સીઓ તથા કચ્છ પ્રાંત એકત્ર કરી એક મોટી એજન્સી બનાવામાં આવી છે. તેનું નામ **પશ્ચિમ હિંદ સ્ટેટસ એજન્સી** છે. તેના ઉપર દેખરેખ રાખનાર ઉપરી અમલદારને **એજંટ ટુ ધિ ગવર્નર જનરલ** કહે છે. તે સીધો વૅાઇસરૉયના તાબામાં છે. ઉતર વિભાગના કમિશ્નર સાહેબ, તેમ આખા મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબની હકુમત તેના ઉપર ચાલતી નથી. એજન્સીના ઉપરી અમલદારને **પૉલીટીકલ એજન્ટ** કહે છે.

તમે અગાઉ શીખી ગયા કે આપણા પ્રાંતનું નામ ગુજરાત છે. ગુજરાત પ્રાંતના કુદરતી બે ભાગો પાડેલા છે. ( ૧ ) શુદ્ધ ગુજ-રાત ( ૨ ) કાઠીયાવાડ. આ નામો પાડવાનાં કારણો નીચે પ્રમાણે છે.

**ગુજરાત**—આ ભાગમાં પહેલાંના વખતમાં **ગુર્જર લોકો** અવીને રહ્યા હતા, તે પરથી તેમના **મુલકનું** નામ **ગુજરાત** પડ્યું: અને તેમાં વસતા **લોકો ગુજરાતી** તથા ત્યાં બોલાતી **ભાષા ગુજરાતી** કહેવાય છે.

**કાઠીયાવાડ**—આ ભાગમાં પહેલાંના વખતમાં **કાઠી** લોકો રહેતા હતા. તે ઉપરથી તેમના **મુલકનું** નામ **કાઠીયાવાડ** અને તેમાં વસનારા **લોકો કાઠીયાવાડી** ને તેમની **ભાષા** પણ **કાઠીયાવાડી** નામથી પ્રસિદ્ધ છે. તે લગભગ ગુજરાતી ભાષાના જેવીજ છે.

આપણા પ્રાંતનું નામ ગુજરાત છે અને અપણે બધા ગુજરાતી છીએ. તેણુજ આપણી ભાષા પણ ગુજરાતી છે. તેથી પ્રથમ આપણે આપણા પ્રાંતની હકીકત જાણવી જરૂરની છે, માટે તે તરફ વધારે ધ્યાન આપીશું.

**સીમા**—**ઉત્તરે** અરવલ્લી પર્વત મારવા ને કચ્છનું રણ, **દક્ષિણે** અરબી સમુદ્ર અને થાણા જીલ્લો, **પુર્વે** મેવાડ ને વાંસવડાના ડુંગરો તથા ખાનદેશ જીલ્લો, **પશ્ચિમે** અરબી સમુદ્ર અને કચ્છનો આખાત આવેલા છે.

**ભૂતળ રચના**—આપણા પ્રાંતની જમીન એક સરખી સપાટ નથી. તમે આ પાસે અપેલા નકશામાં નદીઓના વહેણ જોશો, તો માલમ પડશે કે ગુજરાતની ઘણી ખરી નદીઓ પુર્વ તથા ઇશાનમાં નીકળી નૈરૂત્ય તથા પશ્ચિમ તરફ વહે છે. આ પરથી આપણે જાણીશું કે પુર્વે તથા ઇશાન ભાગમાં ડુંગરો આવેલા છે. દક્ષિણે આવેલા નાના ડુંગરો પાસે પુષ્કળ જંગલો છે. અને મધ્ય ભાગ સપાટ હોવાને લીધે બધી નદીઓ પશ્ચિમ તરફ વહે છે. તેથી પશ્ચિમે દરિઆ કાંઠો નદીઓના મુખથી ચીરાયેલો લાગે છે. પરંતુ કાઠીયા-

વાડનો મધ્ય પ્રદેશ ઉંચો હોવાને લીધે તે પ્રદેશમાં નદીઓ ચારે દિશા તરફ વહે છે.

હવે આપણે તે ડુંગરો તથા નદીઓ કઈ કઈ છે અને તે પર કયા કયા મુખ્ય શહેરો આવેલાં છે તે તપાસીએ.

## પર્વતો.

**આબુ**—આ પર્વત ગુજરાત પ્રાંતની છેક ઉત્તરે આવેલો છે, અને તે આપણા પ્રાંતમાં મોટામાં મોટો છે. આ પર્વત પર કેટલાંક જૈન તથા હિંદુ લોકોનાં દહેરાં જોવા લાયક છે.

**આરાસુર**—આ પર્વત ઇશાન કોણ તરફ આવેલો છે, અને તેની આસપાસની તળેટીમાં આરસના પત્થર જડે છે. તે પરથી તેનું નામ આરાસુર પડયું છે. તેના ઉપર **અંબાજી** માતાનું મંદીર છે.

**પાવાગઢ**—આ ડુંગર પૂર્વમાં આવેલા પંચમહાલ જીલ્લામાં આવેલો છે. ત્યાં પુષ્કળ પવન વાય છે. તે પરથી એ પર્વતનું નામ **પવનગઢ** કે **પાવાગઢ** પડયું છે. ત્યાં કેટલાક લોકો ઉનાળામાં હવા ખાવા સારૂ જાય છે. આ ડુંગરની જમીનમાંથી લોખંડની કાચી ધાતુ તથા મેંગેનીઝ નીકળે છે. તેના ઉપર **કાળકા** માતાનું મંદીર આવેલું છે.

**રાજપીપળાના ડુંગરો**—રાજપીપળાના ડુંગરો રેવાકાંઠા એજન્સીમાં આવેલા છે. આ ડુંગરોની આસપાસની જમીનમાં જંગલો હોવાને લીધે, આ ડુંગરોની ઇમારતી લાકડાની પેદાશ છે. તથા તેમાંથી અકીકના પત્થર નીકળે છે.

## કાઠીયાવાડના પર્વતો.

**ગીરનાર**—આ પર્વત કાઠીયાવાડમાં આવેલો છે અને તે કાઠીયાવાડમાં મોટામાં મોટો છે. તે ઉપર હિંદુ તથા જૈન લોકનાં દહેરાં જોવા લાયક છે.

**ગીર**—આ ડુંગર પાસે મોટું જંગલ છે, તેથી તેને ગીરનું જંગલ કહે છે. આ જંગલમાં સિંહો જોવામાં આવે છે.

**શેત્રુંજો**—આ પર્વત ઉપર વસ્તુપાળ અને તેજપાળનાં બંધાવેલાં જૈન દહેરાં જોવા લાયક છે.

**બર્ડો**—આ ડુંગર પર વાંસનાં પુષ્કળ ઝાડ છે. વળી તેમાંથી લોખંડ પણ નીકળે છે. આ સિવાય તેની પાસે **ચોટીલો** ડુંગર આવેલો છે.

## નદીઓ.

**સાબરમતી**—( ૧૫૦ માઇલ ) આ નદી અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, અને તે પર **અમદાવાદ** શહેર આવેલું છે.

**મહી**—( ૨૨૫ માઇલ ) વાંસવાડાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, અને તેના મૂખ પર **ખંભાત** બંદર આવેલું છે.

**નર્મદા**—( ૬૦૦ માઇલ ) વિંધ્યાચળ પર્વતના અમરકંટક શિખરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. ગુજરાતની બીજી બધી નદીઓ કરતાં આ નદી મોટી છે. તેમાં **સુરપાણનો ધોધ** જોવા લાયક છે.

આ નદીનું બીજું નામ **રેવાજી** છે. રેવાજીમાં નાહવા તથા પિતૃશ્રાદ્ધ કરવા કેટલાક લોકો **ચાણોદ** જાય છે. આ નદી મૂખ આગળથી ઘણી પહોળી તથા ઉંડી છે, તેથી તેમાં વહાણો ફરી શકે છે. આગગાડીને જવા સારૂ ભરૂચ આગળ મોટો પૂલ બાંધેલો છે. આ નદી ઉપર મોટાં નગરો--**ભરૂચ, શુક્લતીર્થ,** અને **ચાણોદ,** આવેલાં છે.

**તાપી**—(૪૫૦) સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે. નર્મદા નદીની માફક આ નદી પણ પવિત્ર ગણાય છે, અને તેમાં વહાણો ફરી

શકે છે. તેના ઉપર **સુરત** શહેર આવેલું છે.

**બનાસ**—ઉદેપુરના ડુંગરોમાં ઢેબર નામના સરોવરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. આ નદી કોઈ પણ સમુદ્રને કે નદીને મળતી ન હોવાથી કુમારિકા કહેવાય છે.

**સરસ્વતી**—આ નદી આરાસુર પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તેથી તે પણ બનાસની માફક કુમારિકા કહેવાય છે, આ નદીને હિંદુ લોકો પવિત્ર માને છે, અને તેના ઉપર આવેલા **સિદ્ધપુર** ગામે માતૃશ્રાદ્ધ કરવા સારૂ લોકો જાય છે.

આ સીવાય ગુજરાત પ્રાંતમાં બીજી નાની નદીઓ ઘણી છે. **ખારી, વાત્રક, મેશ્વો, હાથમતી, વિશ્વામિત્રી, ઢાઢર** વગેરે.

## કાઠીઆવાડની નદીઓ.

**ભાદર**—આ નદી કાઠીયાવાડના ચોટીલા ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**શેત્રુંજી**—શેત્રુંજા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, આ સિવાય કાઠીયાવાડમાં બીજી નાની નદીઓ ઘણી છે. **મચ્છુ, આજી, સુકભાદર, ભોગાવો, ગોમા, નીલકા, ઉતાવળી** વગેરે.

**હવાપાણી**—ગુજરાતના હવાપાણી સમધાત છે. ટાઢ અને તાપ જોઈતા પ્રમાણમાં છે. દરીઆ કે નદી પાસે આવેલાં ગામોમાં બીજાં ગામો કરતાં ટાઢ કે તાપ ઓછો પડે છે; કારણકે પાણીની એવી અસર છે, કે તે શીયાળામાં હવાને બહુ ઠંડી થવા ન દે, તેમજ ઉનાળામાં બહુ ગરમ થવા ન દે. આ કારણોને લીધે દરિયા પાસેના ગામોમાં હવા સમધાત છે, પણ દરિયાથી દૂરના ભાગોમાં શિઆળામાં વધારે ઠંડી અને

ઉનાળામાં વધારે ગરમી હોય છે. એવીજ રીતે પર્વત પાસે આવેલા ગામોની હવા ઠંડી, અને રણ પાસે આવેલા ગામોની હવા રેતી તપવાથી ગરમ હોય છે.

**દરિયા નજીક આવેલા ભાગો**—ખંભાત, સુરત, ભરૂચ જિલ્લાનો ઉત્તર તથા પશ્ચિમ ભાગ, તથા કાઠીઆવાડનો કેટલોક ભાગ દરિઆ નજીક આવવાથી ત્યાંની હવા ઉનાળામાં પણ ઠંડી રહે છે.

**જંગલવાળા ભાગો**—ગીરના જંગલમાં અને સોનગઢ વ્યારાના જંગલમાં પુષ્કળ વરસાદ પડતો હોવાને લીધે ત્યાંની હવા ભેજવાળી રહે છે. આ સિવાય બાકીના ભાગોમાં (શિયાળામાં ઠંડી અને ઉનાળામાં ગરમ) હવા સમધાત રહે છે.

**વરસાદ**—પૂર્વ તથા ઇશાન ખૂણા તરફ ડુંગરો હોવાને લીધે ત્યાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે, અને બાકીના ભાગોમાં ખેતીને પૂરતો વરસાદ પડે છે. રણ પાસે આવેલા ગામોમાં વરસાદ ઓછો પડે છે.

**પાક**—ગુજરાત પ્રાંતની જમીન ઘણી ફળદ્રુપ છે; અને તેમાં ઘણો સારો પાક થાય છે. બાજરી, જુવાર, ઘઉં, મકાઇ, કઠોળ, વગેરે અનાજ, તથા કપાસ, તમાકુ, વરીયાળી, જીરૂ, ફળ અને શેરડી એટલા મૂખ્ય પાકો છે.

કેટલાક પ્રદેશો અમુક પાકને લીધેજ પ્રખ્યાત છે તેથી તેમને અમુક નામો આપેલાં છે, તે નીચે પ્રમાણે.

**ભાલ**—અમદાવાદ જીલ્લાના ધોળકા તથા ધંધુકા તાલુકાનો દક્ષિણ ભાગ **ભાલના** નામની પ્રસિદ્ધ છે, અને તેમાં કપાસ ને ઘઉં થાય છે.

**દસકોશી**—અમદાવાદ જીલ્લાનો દસક્રોઈ તાલુકો. તે ડાંગરને માટે પ્રખ્યાત છે.

**ચરોતર**—ખેડા જીલ્લાનો મધ્યભાગ ચરોતરને નામે પ્રસિદ્ધ છે, અને તેમાં તમાકુ, વરીઆળી, જીરૂ અને બાજરી થાય છે.

**કાનમ**--( નર્મદાની ઉત્તરનો ભરૂચ જીલ્લો, તથા વડોદરાનો દક્ષિણ ભાગ) આ પ્રદેશમાં કપાસ પુષ્કળ થાય છે, તેથી ત્યાંના **રેલ્વે સ્ટેશનોપર કપાસ પીલવાનાં કારખાનાં પુષ્કળ જોવામાં છે.**

**સુરત જીલ્લો**—આ જીલ્લામાં શેરડી, ફણસ, કેળાં અને કેરી વગેરે ફળ તથા કપાસ, ડાંગર તથા જુવાર થાય છે. ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક ચોખા અને જુવાર છે. એ જીલ્લામાં શાકની વાડીઓ પુષ્કળ છે.

**પંચમહાલ જીલ્લો**—એ જીલ્લાની ઘણીખરી જમીન ડુંગરાળ તથા જંગલોવાળી છે, અને તેમાં મકાઇ તથા ચણાનો મુખ્ય પાક થાય છે. ત્યાં ભીલ લોકોનો મુખ્ય ખોરાક પણ તેજ છે.

વળી પંચમહાલ તથા ગુજરાતનો પૂર્વ ભાગ તથા કાઠીઆવાડના ગિરની આસપાસનો ડુંગરોનો પ્રદેશ જંગલવાળો હોવાને લીધે તેમાં સાગ, વાંસ, ખેર અને મહુડાનાં પુષ્કળ ઝાડો છે. તેમાં પણ ખાસ કરીને પંચમહાલનો પ્રદેશ—સાગ અને મહુડાને માટે પ્રસિદ્ધ છે.

## ખનીજ.*

**આરસપહાણ**—આ પત્થર આરાસુરના ડુંગરોમાંથી નીકળે છે.

**અકીક**—રાજપીપળાના ડુંગર તથા માજમ નદીના કાંઠેથી નીકળે છે. ખંભાતમાં તેને સાફ કરવા માટે મોકલવામાં આવે છે અને તે ઘણો ચળકતો હોવાથી તેનાં **બટન, મણકા** અને **નંગ** બને છે.

* જમીનમાંથી નીકળેલા પદાર્થને ખનીજ કહે છે.

**પત્થર**—પત્થર કાઠીઆવાડમાં, પોરબંદર, અને ધ્રાંગધ્રામાં તથા અમનગરમાંથી નીકળે છે, ઘર બાંધવામાં તેનો વિશેષ ઉપયોગ થાય છે.

**લોઢું તથા મેંગેનીઝ**—પંચમહાલના ડુંગરોમાંથી તથા બડો ડુંગરમાંથી નીકળે છે, અને તેને શુદ્ધ કરવા સારૂ ઇંગ્લાંડ મોકલવામાં આવે છે.

**મીઠું**—ખારાઘોડામાં કુવાના પાણીથી મીઠું પકવવામાં આવે છે. તેને વરાગડું મીઠું કહે છે. સુરત જીલ્લાના વલસાડ તાલુકામાં અને કાઠિયાવાડના દરીઆ કિનારાના પ્રદેશમાં પણ દરિયાનું પાણી સુકવી મીઠું પકવવામાં આવે છે.

**મોતી**—કચ્છના અખાતમાંથી નીકળે છે.

**સુરોખાર**—રાધનપુર સંસ્થાનમાંથી નીકળે છે.

**ધર્મો તથા લોકો**—આપણા ગુજરાત પ્રાંતમાં ચાર ધર્મ પાળનારા લોકો મુખ્યત્વે કરીને જોવામાં આવે છે, અને તે પોતાના પહેરવેશ તથા રહેણીકરણીથી ઓળખાઇ આવે છે. તેમના નામ હિંદુ, મુસલ્લમીન, પારસી અને ખ્રિસ્તી છે. પંચમહાલ, રેવાકાંઠા, તથા સુરત એજન્સીના ભીલો અનાર્ય છે—બાકીના હિંદુઓ આર્ય છે. મોટે ભાગે લોકો ઘઉં વર્ણા છે. પારસી લોકો કાંઇક વિશેષ ગોરા છે.

**જનાવરો**—કાઠીઆવાડમાં ગીરના જંગલોમાં સિંહ જોવામાં આવે છે. એ સિવાય ગુજરાતનાં બીજે કોઈ ઠેકાણે સિંહ દેખાતો નથી. વાઘ ગુજરાતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

વરૂ, શિઆળ, સાબર, હરણ ગુજરાતના જંગલોમાં પુષ્કળ જોવામાં આવે છે.

**પાળી શકાય તેવા અને માણસને ઉપયોગી થઈ પડે એવાં જનાવરો**—ઘોડા, ગાય, બળદ, ભેંસ, ઉંટ, ગધેડું, કુતરો,

બીલાડી વગેરે જનાવરો પણ ગુજરાતમાં પુષ્કળ છે. કાઠીઆવાડી ઘોડાઓ અને તેમાં ખાસ કરીને ઘોડીઓ પ્રખ્યાત છે.

**પક્ષીઓ**—ગુજરાત પ્રાંતમાં અનેક જાતના પક્ષીઓ જોવામાં આવે છે. મેના, પોપટ, મોર, સારસ, ચાતક, કોકીલા, બગલુ, કાબર, ઘુવડ, કાગડો, સમડી જુદી જુદી જાતની ચકલીઓ વગેરે પક્ષીઓ ગુજરાતમાં ઘણા જોવામાં આવે છે.

સુરપાણ અને નાંદોદ તરફના પોપટો ખાસ વખણાય છે.

**જળચર પ્રાણીઓ**—કાચબો અને મગર. વાત્રક અને મહી એ બે નદીઓમાં મગર ઘણાજ જોવામાં આવે છે. મગર સિવાય બીજા ભયંકર જળચર પ્રાણીઓ ગુજરાતમાં જોવામાં આવતા નથી.

**ધંધો**—આપણા ગુજરાત પ્રાંતમાં ઘણો સારો પાક થાય છે, તે આપણે આગળ જણાવી ગયા છીએ. તે પરથી જણાઇ આવશે કે ઘણા ખરા લોકો ખેતીનો ધંધો કરે છે.

અમદાવાદ, સુરત, વડોદરા, જેવા મોટા શહેરોમાં મીલો તથા કારખાનાં હોવાથી લોકોને સારી મજુરી મળે છે. અમદાવાદ તથા સુરત કિનખાબ, રેશમી કાપડ અને કસબ કામ માટે જાણીતાં છે.

**વેપાર**—આપણા પ્રાંતનો વધારાનો પાક તથા બનતી ચીજો પરદેશ મોકલવામાં આવે છે, અને અહીં નહીં બનતી ચીજા પરદેશથી લોકો મંગાવે છે. આ પ્રમાણે આપણા પ્રાંતમાં વેપાર સારો ચાલે છે.

**અહીંથી પરદેશ જતો માલ**:—તમાકુ, કપાસ, અનાજ, લોઢું, પત્થર, મંગેનીઝ વગેરે પરદેશ ચઢે છે.

**પરદેશી આવતો માલ**—સુતરાઉ તથા રેશમી કાપડ, યંત્રો ખાંડ, કાગળ, કાચ, દીવાસળી અને વિલાયતી દવાઓ વગેરે આવે છે.

**વેપારના માર્ગો**:—આ બધો માલ લાવવા લઇ જવા માટે મુખ્ય

બે માર્ગો છે. (૧) દરિયામાર્ગ, (૨) જમીનમાર્ગ.

દરીયા માર્ગે: આગબોટ અને વહાણોમાં તથા જમીન માર્ગે આગગાડીથી માલ લાવવા લઇ જવામાં આવે છે. આવી સુગમતાને લીધે માલ બગડતો તેમજ ચોરાઇ જતો નથી. પરંતુ જ્યારે આગગાડી ન હતી, ત્યારે ગાડાં, ઉંટ, અને ઘોડાઓ ઉપર માલ લાવવા લઇ જવામાં આવતો, તેથી માલ લૂંટાવાનો, તથા બગડવાનો, તેમજ મોડો પહોંચવાનો ભય રહેતો. આથી વેપારીઓને ઘણું નુકશાન વેઠવું પડતું. રેલ્વેથી માલ જલદી પહોંચી શકે છે, ને દુષ્કાળ વખતે પડતી હાડમારીમાંથી બચી શકાય છે.

## ગુજરાતમાં ચાલતા મૂખ્ય રેલ્વેઓ.

(૧) **બૉમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિયા રેલ્વે**—આ રેલ્વે મુંબઇથી ઉપડી વિરમગામ સુધી જાય છે. ત્યાંથી તેના બીજા ફાંટાઓ પડે છે.

(૨) **રજપુતાના માળવા રેલ્વે**—અમદાવાદથી મહેસાણા, પાલણપુર થઇ આબુરોડ જાય છે.

(૩) **રતલામ રેલ્વે**—અમદાવાદથી આણંદ, ગોધરા થઇ રતલામ જાય છે. તેમજ મુંબાઇથી ઉપડી વડોદરે થઇ ગોધરે થઇ રતલામ જાય છે.

(૪) **ધોળકા ધંધુકા રેલ્વે**—અમદાવાદ, સરખેજ, ધોળકા થઇ ધંધુકા જાય છે. તેમ કાઠિઆવાડ સ્ટેટમાં ઘણી રેલ્વેઓ છે.

આ સિવાય બીજી નાની રેલ્વેઓ ઘણી છે. જેવીકે—આણંદ ખંભાત રેલ્વે, નડીઆદ કપડવણજ રેલ્વે, ગાયકવાડ રેલ્વે, ટાપ્ટીવેલી રેલ્વે, ભરૂચ જંબુસર રેલ્વે વગેરે.

**રાજવ્યવસ્થા**—ગુજરાત પ્રાંતના જેટલા ભાગ ઉપર અંગ્રેજ સરકારની સત્તા છે, તે પર દેખરેખ રાખવા સારૂ એક મોટો અમ-




તૈયાર કરનાર સુ. છો.

લદાર સરકાર તરફથી મુકવામાં આવે છે તેને **કમિશ્નર** કહે છે. આ સાહેબના હાથ નીચેના મુલકને **વિભાગ** કહે છે. આપણો વિભાગ મુંબઇની ઉત્તરે આવેલો હોવાથી તેનું નામ ઉત્તર વિભાગ રાખ્યું છે. આ પ્રાંતના ખાલસા મુલકના એટલે અંગ્રેજ સરકારના તાબાના મુલકના પાંચ ભાગ પાડી તે દરેકને "**જીલ્લો**" એવું નામ આપવામા આવ્યું છે. જીલ્લાના ઉપરી અમલદારને **કલેકટર** કહે છે. તેવા પાંચ કલેકટર સાહેબો કમિશ્નર સાહેબના તાબામાં રહી જીલ્લાઓની વ્યવસ્થા કરે છે, અને જીલ્લાઓમાં વસુલાત ઉઘરાવવાનું તથા ગુન્હાના ચૂકાદા આપવાનું કામ કરે છે. આ કારણથી **કલેકટર, ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ** પણ કહેવાય છે. જીલ્લાના ભાગો ઘણા મોટા હોવાથી તેના પાંચ સાત નાના ભાગ પાડવામાં આવેલા છે. એ દરેક ભાગને "**તાલુકો**" એવું નામ આપવામાં આવ્યું છે. એ દરેક તાલુકામાં એકેક અમલદાર મૂકવામાં આવે છે, તેને **મામલતદાર** કહે છે. તાલુકાથી નાના ભાગને "**મહાલ**" કહે છે. તેના ઉપરીને **મહાલકારી** કહે છે. મામલતદાર કે મહાલકારી પોતાના તાલુકાનું મહેસુલ એકઠું કરે છે, તથા તેના ઉપર દેખરેખ રાખવાનું તથા ગુન્હાનો ઇન્સાફ આપવાનું કામ કરે છે.

મામલતદારના હાથ નીચે એક યા બે ગામ વચ્ચે **તલાટી** રાખવામાં આવે છે. તે મહેસુલ ઉઘરાવી મામલતદારને પહોંચાડવાનું કામ કરે છે. મહેસુલ સંબંધી કામ કરનાર ખાતાને **રેવન્યુ ખાતુ** કહે છે. આ ખાતા સિવાય બીજાં મુખ્ય કામો કરનારાં કેટલાક ખાતાં છે. તે નીચે પ્રમાણે છે.

**પોલીસ ખાતુ**—આ ખાતું ચોરી, લૂંટફાટ તથા તોફાનના ગુન્હા અટકાવવાનું તથા તેની તપાસ કરવાનું કામ કરે છે, અને તેના મુખ્ય અમલદારને **પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ** કહે છે. દરેક જીલ્લામાં એક પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હોય છે.

**બાંધકામ ખાતુ**—આ ખાતુ સરકારી મકાનો, રસ્તા વગેરે બંધાવવાનું અને દુરસ્ત કરાવવાનું કામ કરે છે, આના ઉપરીને **ઈજનેર** કહે છે.

**આરોગ્ય ખાતુ**—એ ખાતુ લોકોને દવા મફત મળે, તે સારૂ દવાખાનાં કાઢવાનું, કુવા, તળાવોનાં પાણી રોગ ન ચાલે તે માટે સ્વચ્છ રાખવાનું કામ કરે છે. આ કામ સરકાર તરફથી નીમેલા ડૉકટરો, તથા બીજાં આરોગ્ય ખાતાંના અમલદારો કરે છે.

**કેળવણી ખાતુ**—એ ખાતુ છોકરા છોકરીઓને કેળવણી આપવાનું કામ કરે છે. આખા જીલ્લાની નિશાળોમાં વ્યવસ્થા તથા દેખરેખ રાખવાનું કામ કરનાર અમલદાર **ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટરના** નામથી ઓળખાય છે. તેમને મદદ કરવા બીજા આસી. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો હોય છે. આખા વિભાગના કેળવણી ખાતાના ઉપરીને **એજ્યુકેશનલ ઈન્સપેકટર** કહે છે.

**પોષ્ટ ખાતુ**—આ ખાતુ કાગળો, પૈસા તથા પારસલ કરેલાં પુસ્તકો એક ગામથી બીજે ગામ પહોંચાડવાનું કામ કરે છે. દરેક મોટા શહેરમાં તેમ નાના ગામમાં પોષ્ટ ઓફીસો હોય છે, તેના અમલદારને **પોષ્ટ માસ્તર** કહે છે.

**સ્થાનિક સ્વરાજ**—ઉપર જણાવેલા સરકારી ખાતાંઓ ઉપરાંત કેટલીક બાબતોનો વહીવટ સરકાર તરફથી પ્રજાને સોંપી દેવામાં આવ્યો છે. પ્રજાને માત્ર સ્થાનિક બાબતોનો વહીવટ સોંપાએલો હોવાથી આ વ્યવસ્થા સ્થાનિક સ્વરાજના નામથી ઓળખાય છે. નાનાં નાનાં ગામોમાં **ગામપંચાયતો** સ્થાપવામાં આવી છે. ગામ પંચાયતોનું કામ ગામડાઓના આરોગ્ય સંબંધી વ્યવસ્થા રાખવાનું છે, પંચાયતોના સભાસદોની નીમણુક ગામ લોકો ચુંટણીથી કરે છે. મોટાં ગામોમાં **સનેટરી બૉર્ડો** સ્થાપ-

વામાં આવ્યાં છે. તેનું કામ પણ ગામના આરોગ્ય સંબંધી વ્યવસ્થા કરવાનું હોય છે, તેના સભાસદોની નીમણુક સરકાર તરફથી કરવામાં આવે છે. કસબાનાં ગામામાં જેની વસ્તી ૫૦૦૦ માણસની કે તેથી વધારે હોય છે, તેમાં તથા શહેરોમાં મ્યુનસિપાલીટીઓ હોય છે.

મ્યુનિસિપાલીટીઓના મુખ્ય કામો સ્થાનિક આરોગ્ય સંબંધી વ્યવસ્થા કરવી, પાણી પુરૂં પાડવું, રસ્તાઓ સાફ કરવા અને દુરસ્ત રખાવવા, દીવાબત્તીઓ કરવી, પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા કરવી—એ છે. મ્યુનિસિપાલીટીના કેટલાક સભાસદોને પ્રજા ચૂટે છે, અને કેટલાકની નીમણુક સરકાર કરે છે. મ્યુનિસિપાલિટીઓને ખરચ કરવાને માટે સરકારની મંજુરી લઇ પોતાની હદમાં કર નાંખવાની સત્તા આપવામાં આવી છે.

દરેક તાલુકામાં સ્થાનિક સ્વરાજ્યને માટે તાલુકા લોકલ બૉર્ડ હોય છે, તેનું કામ પણ તાલુકાનું આરોગ્ય સાચવવું, રસ્તાઓ દુરસ્ત રાખવા તથા પાણીને માટે વાવ, કુવા, તળાવો વગેરે ખોદાવવા તથા દુરસ્ત રાખવાનું છે. તાલુકા લોકલ-બૉર્ડોના કેટલાક સભાસદો સરકાર નીમે છે, અને બીજાઓને લોકો ચુટે છે. આખા જીલ્લાને માટે જીલ્લા લોકલબૉર્ડ હોય છે. તેના કેટલાક સભાસદો સરકાર નીમે છે, અને કેટલાકની ચુંટણી જીલ્લાના લોકો કરે છે. તેનું કામ આખા જીલ્લાઓના રસ્તા દુરસ્ત રાખવાનું, પ્રજાના આરોગ્ય માટે દવાખાનાં સ્થાપી તેનો વહીવટ કરવાનું છે, અને હાલમાં સરકારે તેમને જીલ્લાની પ્રાથમિક કેળવણીનો વહીવટ કરવાની સત્તા પણ આપી છે.

જીલ્લા લોકલબૉર્ડ જમીનની મહેસુલમાંથી રૂપીએ એક આનો લે છે. આ તેની મુખ્ય આવક છે, તેમાંથી જીલ્લા

લોકલબૉર્ડ તથા તાલુકા લોકલબૉર્ડનું ખરચ ચાલે છે. હાલમાં જીલ્લા લોકલબૉર્ડને નવા કરો નાખવાની પણ સરકારે સત્તા આપી છે.

**દેશી રાજ્યો**—પોતાના મુલકમાં પોલીટીકલ એજંટની દેખરેખ નીચે દેશી રાજાઓ પોતાના રાજ્યોનો વહીવટ કરે છે. તેઓના દરજ્જા પ્રમાણે એ દેશી રાજ્યોના ભાગ પાડવામાં આવ્યા છે. કેટલાક પહેલા વર્ગના રાજ્યો કહેવાય છે, કેટલાક બીજા વર્ગનાં રાજ્યો કહેવાય છે, એને કેટલાંક ત્રીજા વર્ગના રાજ્યો કહેવાય છે તેમની સ્વતંત્રતામાં પણ તફાવત છે.

ગુજરાતમાં રજપુત, મરેઠા, મુસલમાન પાટીદાર અને કોળી જાતના દેશી રાજાઓ છે. નાનાં રાજ્યોના હિંદુ રાજા દરબાર કે ઠાકોર કહેવાય છે. મુસલમાન રાજાઓ નવાબ કહેવાય છે. આ બધાં રાજ્યો અંગ્રેજ સરકારની દેખરેખ નીચે છે. દેશી રાજ્યોમાં સલાહ શાંતિથી રાજતંત્ર ચાલે તે માટે સરકાર તરફથી તેમના ઉપર દેખરેખ રાખવાને એક અમલદાર નીમવામાં આવ છે. તેને પોલીટીકલ એજંટ કહે છે. જ્યારે કોઈ રાજા ઠાકોર કે નવાબ બાળકુંવર મુકીને મરી જાય છે, ત્યારે તેના સંસ્થાનનો કબજો પોલીટીકલ એજંટ લે છે, ને સંભાળથી રાજતંત્ર ચલાવી સંસ્થાનને આબાદ રાખે છે. પોલીટીકલ એજંટની દેખરેખ નીચેના દશીરાજ્યોના સમૂહને એજન્સી કહે છે. કેટલીક નાની એજન્સીનો વહીવટ પાસેના જીલ્લાના કલકટરો કરે છે, જેમકે રેવાકાંઠા અને સુરત એજન્સીઓનો વહીવટ અનુક્રમે પંચમહાલ અને સુરત જીલ્લાના કલેકટરો કરે છે.

આપણા ગુજરાતમાં મોટામાં મોટું દશીરાજ્ય વડોદરાનું છે. અને તેના ઉપર દેખરેખ રાખવાને માટે જે અમલદાર

નીમેલો છે તેને **રેસીડેન્ટ** કહે છે. તે સીધે વૉઇસરોયના તાબામાં છે.

**પરદેશી રાજ્યો**—જે મુલકપર અંગ્રેજ સરકારનું કે દેશીરાજાઓનું રાજ્ય નથી તે પરદેશી રાજ્ય કહેવાય છે, દીવ, દમણ એવા પરદેશી સંસ્થાનો છે તે **ફીરંગી** લોકોના તાબાના સંસ્થાનો હોવાથી ફીરંગી સંસ્થાનો કહેવાય છે.

**ગુજરાતના રાજકીય ભાગો**—રાજ્યની વ્યવસ્થા રાખવા સારૂ સરકારે પોતાની અનુકૂળત પ્રમાણે ગુજરાતના ભાગો પાડેલા છે. તે ભાગોને રાજકીય વિભાગો કહે છે તે નીચે પ્રમાણેઃ—

## રાજકીય વિભાગો.

| જીલ્લાઓ | એજન્સીઓ |
| --- | --- |
| ૧ અમદાવાદ. | (૧) પશ્ચિમ હિંદસ્ટેટસ્ એજન્સી |
| ૨ ખેડા. | (૨) મહીકાંઠા એજન્સી. |
| ૩ ભરૂચ. | (૩) રેવાકાંઠા એજન્સી. |
| ૪ પંચમહાલ | (૪) સુરત એજન્સી. |
| ૫ સુરત. | |

## મોટું દેશીરાજ્ય.

**વડોદરા.** આ સિવાય **ખંભાતનું** સંસ્થાન છે તે ખેડા જીલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે.



# પ્રકરણ ૪ થું.

## જીલ્લાઓ.

અમદાવાદ જીલ્લાની ભૂગોળ પ્રકરણ બીજામાં આવી ગઇ છે.

## ખેડા જીલ્લો.

એ જીલ્લો અમદાવાદ જીલ્લાની દક્ષિણે આવેલો છે. અમદાવાદ જીલ્લા કરતાં વિસ્તારમાં અડધો છે પરંતુ તેની વસ્તી ૭૧૦૯૮૨ માણસની છે.

**નદીઓ**—મહી, વાત્રક, મેશ્વો વગેરે.

આ જીલ્લાના સાત તાલુકાઓ છે.

**તાલુકા**—(૧) કપડવણજ, (૨) નડીઆદ, (૩) ઠાસરા, (૪) મહેમદાવાદ, (૫) આણંદ, (૬) માતર, (૭) બોરસદ.

### નામીચા સ્થળો.

**ખેડા**—જીલ્લાનું મુખ્ય શહેર છે. ને ખેડા જીલ્લાના કલેકટર ત્યાં રહે છે.

**કપડવણજ**— તાલુકા ગામ છે. તે **કાચ** ને **સાબુ** માટે પ્રખ્યાત છે.

**લસુંદ્રા**—તે કપડવણજ તાલુકામાં આવેલું છે અને **ઉના પાણીના કુંડને** માટે પ્રખ્યાત છે.

**ડાકોર**—ઠાસરા તાલુકામાં હિંદુ લોકોનું જાત્રાનું ધામ છે, ત્યાં **રણછોડજીનું મંદિર** છે અને દર માણેકઠારી પૂનમે મોટો મેળો ભરાય છે.

**વડતાલ**—નડીઆદ તાલુકામાં આવેલું છે, ત્યાં **સ્વામીનારાયણનું મંદિર** જોવા લાયક છે.

**આણંદ**—તાલુકા ગામ છે, રેલ્વે જંકશન છે.

**મહેમદાવાદ**—તાલુકા ગામ છે, ત્યાં **ભમરીઓ કુવો** તથા **રોજો** જોવા લાયક છે.

**નડીઆદ**—ખેડા જીલ્લાનું મોટામાં મોટું ગામ છે. ત્યાં **સંતરામનું મંદિર** તથા મીશન હોસ્પીટલ જોવા લાયક છે.

**પાક**—કોદરા, તુવેર, તમાકુ, વળીઆરી, જીરૂ અને બાજરી એ આ જીલ્લાના મુખ્ય પાક છે. લોકોનો મુખ્ય ખોરાક કોદરા અને બાજરી છે.

**લોકો**—તેમની ઉત્તમ ખેતી કરવાની કુશળતાને માટે જાણીતા છે. થોડી જમીનમાં તેઓ ઘણો સારો પાક ઉતારી શકે છે.

## ભરૂચ જીલ્લો

ખેડા જીલ્લાની દક્ષિણે આ ભરૂચ જીલ્લો આવેલો છે, વિસ્તારમાં ખેડા જીલ્લાથી થોડો નાનો છે. વસ્તી ૩૦૭૭૪૫ માણસની છે.

**નદીઓ**—નર્મદા, મહી, ઢાઢર અને કીમ.

**તાલુકા**—(૧) ભરૂચ, (૨) અંકલેશ્વર, (૩) આમોદ, (૪) જંબુસર, (૫) વાગરા.

**પેટામહાલ**—(૧) હાંસોટ.

## નામીચા સ્થળો

**ભરૂચ**—જીલ્લાનું મુખ્ય શહેર છે, તે નર્મદા નદીને કિનારે આવેલું છે. **ભ્રગુરૂષિનો આશ્રમ** જોવા લાયક છે. ભ્રગુરૂષિના નામ પરથી આ શહેરનું નામ ભ્રગુપુર કે ભરૂચ પડ્યું છે. અસલના વખતમાં આ શહેરનો વેપાર દુનિયાનાં મોટાં બંદરો સાથે ચાલતો હતો. પરંતુ હાલ વેપાર પડી ભાગ્યો છે. **નર્મદા નદીનો પૂલ** ખાસ જોવા લાયક છે.

**શુકલતીર્થ**—એ નર્મદા નદીને કિનારે આવેલું જાત્રાનું સ્થળ છે. ત્યાં **ૐકારેશ્વરની** તથા **સૂર્યનારાયણની મૂર્તિઓ** છે. ત્યાં દર

કારતકી પુનમે મોટો મેળો ભરાય છે. તેની નજીકમાં **કબીર વડ** નામનો મોટો વડ છે. (૭૦૦૦ માણુસો આ વડ નીચે બેસી શકે છે.)

**ભાડતભૂત**—નર્મદા નદીને કીનારે આવેલું છે, અને ત્યાં **ભાડભુતેશ્વર મહાદેવનું દહેરૂં** છે. ત્યાં અધિક ભાદરવા માસમાં મોટો મેળો ભરાય છે.

**અંકલેશ્વર**—તાલુકા ગામ છે. ત્યાં નાંદોદથી લાકડાં, વાંસ, મીણ વગેરે આવે છે, અને તેનો વેપાર સારો ચાલે છે.

**હાંસોટ**—આ આખો મહાલ હાંસોટી ઘઉં તથા ઝીણા વાલને માટે પ્રખ્યાત છે.

**દહેજ**—નર્મદાના મુખપર છે.

**કાવી**—મહી નદીના મુખપર છે. ત્યાં **સાસુવહુનાં જૈન મંદિરો** જોવા લાયક છે.

**પાક**—ઘઉં, કપાસ જુવાર મુખ્ય છે.

**લોકો**—આ જીલ્લામાં વહોરાની વસ્તી ગુજરાતના બીજા જીલ્લાઓ કરતાં વધારે છે. તેઓ ઉદ્યોગી, અને શરીરે મજબુત છે. તેઓ કૉર્ટ દરબારમાં બહુ જાય છે. હિંદુ લોકો પ્રમાણમાં નરમ ને આળસુ છે.

## પંચમહાલ જીલ્લો.

આ જીલ્લો ખેડા જીલ્લાની પૂર્વે એ વિભાગમાં આવેલો છે. વિસ્તાર ખેડા જીલ્લાની બરાબર છે, પણ વસ્તી ખેડા જીલ્લા કરતાં અડધી (૩૭૪૮૯૦) છે. આ જીલ્લાનું નામ પાડવાનું કારણ એ છે કે તે પાંચ મહાલનો બનેલો છે.

**નદીઓ**—મહી.

**પર્વત**—પાવાગઢ, તે જીલ્લાની દક્ષિણે છે, અને તે ગુજરાત પ્રાંતમાં જોવા લાયક છે. આ પર્વતની ટોચ પર કાળકા માતાનું મંદિર જોવા લાયક છે.

**તાલુકા**—ગોધરા, કાલોલ અને દાહોદ.

**પેટામહાલ**—ઝાલોદ, હાલોલ.

## નામીચા મુખ્ય સ્થળો.

**ગોધરા**—તાલુકા ગામ છે. તે જીલ્લાના કલેક્ટરનું સદર સ્ટેશન છે. **ગોધરક** નામના તળાવ ઉપરથી આ શહેરનું નામ ગોધરા પડયું છે. શહેરમાં કચેરીઓ, હાઇસ્કુલ અને મિશન કૉલેજ જોવા લાયક છે.

**ચાંપાનેર**—હાલોલ તાલુકામાં આવેલું છે. વનરાજના વખતમાં તેના મંત્રી **ચાંપા** નામના વાણીયાએ વસાવેલું હોવાથી તેનું નામ ચાંપાનેર પડયું છે. આ શહેરને પતાઈ રાવળ પાસેથી મહમદ બેગડાએ જીતી લઇ બાગ, બગીચા, મસીદો વગેરે બંધાવી શોભાયમાન કર્યું હતું. પરંતુ હાલ તે બધું ખંડિયેર હાલતમાં છે.

**દાહોદ**—તાલુકા ગામ છે. ઔરંગઝેબ બાદશાહની જન્મભૂમિ છે.

**હાલોલ**—**હાલુર** નામના સુથારે સુંદર બાગ બનાવ્યો હતો તે પરથી આ શહેરનું નામ હાલોલ પડયું છે.

**ટુવા**—ત્યાં ઉના પાણીના કુંડ છે.

**પાક**—આ જીલ્લામાં મકાઇને મગફળી ખાસ કરીને થાય છે.

**લોકો**—આ જીલ્લામાં મોટે ભાગે ભીલોની વસ્તી છે. તેઓ બિનકેળવાયેલા અને અર્ધ જંગલી છે. પરંતુ ભોળા અને માયાળુ છે.

# સુરત જીલ્લો.

આ જીલ્લો ભરૂચ જીલ્લાની દક્ષિણે આવેલો છે. આ જીલ્લો ભરૂચ જીલ્લા કરતાં સહેજ મોટો છે પણ વસ્તી ભરૂચ જીલ્લાની વસ્તી કરતાં લગભગ બમણી એટલે ૬૧૪૩૫૧ છે. આ જીલ્લાની પૂર્વ સરહદનો ભાગ ડુંગરા અને જંગલોથી ભરપુર છે. મધ્ય ભાગમાં વિશાળ મેદાન અને પશ્ચિમ તરફનો દરિઆ કિનારાનો પ્રદેશ રેતાળ હોવાથી ઘણા ભાગે પાકને માટે નકામો છે.

**ખેતીની પેદાશ**—આ જીલ્લામાં જુવાર, ડાંગર, શેરડી, કેરી, કેળાં તથા જુદી જુદી જાતનાં શાકભાજી પુષ્કળ થાય છે.

**નદીઓ**—તાપી, કીમ, પૂર્ણા અને અંબીકા.

**પર્વત**—પારનેરાનો ડુંગર હવા ખાવાને માટે પ્રખ્યાત છે.

**તાલુકા**—[૧] ઓરપાડ, [૨] ચોર્યાસી, [૩] માંડવી, [૪] બારડોલી, [૫] ચીખલી, [૬] જલાલપોર, [૭] પારડી, [૮] વલસાડ.

**પેટામહાલ**—વાલોડ.

## નામીચા સ્થળો.

**સુરત**—જીલ્લાની રાજધાનીનું શહેર છે. **સુરતા** નામની સ્ત્રી પરથી શહેરનું નામ સુરત પડયું છે, પહેલાં આ શહેર નામીચું બંદર હતું. ત્યાંનું સુતરનું અને જરીનું કામ વખાણાય છે.

શહેરમાં ટાવર, ગોપીતળાવ, કીલ્લો, અંગ્રેજોની કોઠી, જુમામસીદ, રાણીનો બાગ વગેરે જોવા લાયક સ્થળો છે. આ **શહેર જમણને માટે** ખાસ પ્રખ્યાત છે.

**વલસાડ**--તાલુકા ગામ તથા બંદર છે. ત્યાંથી ઇમારતી લાકડાં, અનાજ ગોળ વગેરે બહાર ગામ મોકલવામાં આવે છે.

**તીથલ** અને **હજીરા**--આ બે ગામો જીલ્લામાં હવાખાવાનાં સ્થળો છે.

**ઉદ્દવાડા**--પારસી લોકોનું જાત્રાનું ધામ છે.

**રાંદેર**--ચોર્યાસી તાલુકામાં છે. તે રાંદેરી બોરને માટે પ્રખ્યાત છે.

**લોકો**--અક્કલવાળા પરંતુ શોખીન અને એશઆરામી છે. આ જીલ્લામાં પારસીની વસ્તી વધારે છે.

## થાણા જીલ્લો*

આ જીલ્લો ગુજરાતની બહાર છે. પરંતુ ઉત્તર વિભાગમાં આવેલો છે. તે ઉત્તર વિભાગની છેક દક્ષિણમાં છે, ને તે મહારાષ્ટ્ર પ્રાંતમાં આવેલો છે. આ જીલ્લો વિસ્તારમાં અમદાવાદ જીલ્લા જેવડો છે, પરંતુ વસ્તી નવ લાખ માણસની છે. પશ્ચિમ તરફનો દરિયા કિનારાનો પ્રદેશ નીચો અને ફળદ્રુપ છે. તેમાં ડાંગરનો પાક સારો થાય છે. તે સિવાય પૂર્વ તરફના ફળદ્રુપ પ્રદેશમાં શેરડી, કેળાં, પાન નાળીએર વગેરે પાકે છે. દરિયા કિનારાને લગતા કેટલાક બેટોનો તેમાં સમુહ આવેલો છે. જેમાં સૌથી મોટો સાષ્ટી (સાલસેટ્) છે. તેની ઉત્તરે વસાઇ, ધારાપુરી ને મુંબઇ છે.

**પર્વત**--સંહ્યાદ્રિ.

### નામીચા સ્થળો.

**થાણા**--જીલ્લાનું મુખ્ય શહેર છે, તે સાષ્ટીબેટની અંદર છે.

**વાંદરા**--મુંબઇથી નવ માઇલપર આવેલું છે, ત્યાં બીડીઓ બનાવવાનાં કારખાનાં છે.

---

* આ જીલ્લો ગુજરાત પ્રાંતમાં નથી પણ ઉત્તર વિભાગમાં છે.

**વસાઇ**--એ નામનો બેટ છે. તેનું મુખ્ય શહેર પણ તે નામનું છે. ત્યાંનો કીલ્લો જોવા લાયક છે.

**કેનેરી**--સાષ્ટી બેટમાં છે ને ત્યાં તે નામની કોતરી કાઢેલી ગુફાઓ જોવા લાયક છે.

**કલ્યાણ**—એ ઘણા જુના વખતમાં રાજધાનીનું શહેર હતું. એ મોટું રેલ્વે જંકશન છે.

**સંજાણ**—પ્રથમ પારસી લોકો ત્યાં ઉતર્યા હતા.



## પ્રકરણ ૫ મું.

### દેશી રાજ્યો—(એજન્સીઓ.)

### પશ્ચિમ હિંદ સ્ટેટ્સ એજન્સી.

આ એજન્સી કચ્છ પહેલાંની કાઠીયાવાડ એજન્સી તથા પાલણપુર એજન્સી એ મળીને હાલમાં બનાવવામાં આવી છે.

એ ઉત્તર વિભાગમાં નથી. એના ઉપર દેખરેખ રાખનાર અમલદારનું નામ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે. તે સીદ્ધો વૅાઇસરૅાયના તાબામાં છે. સુગમતાની ખાતર આપણે એના ત્રણ ભાગો પાડીશું. (૧) કચ્છ (૨) કાઠીયાવાડમાં આવેલાં રાજ્યો અને (૩) પાલણપુર એજન્સીમાં આવેલા રાજ્યો.*

### કાઠીયાવાડ.

કાઠીયાવાડ ગુજરાત પ્રાંતની પશ્ચિમ દિશામાં આવેલો છે. તે એક દ્વીપકલ્પ છે. તેમાં ઘણા નાના તેમજ મોટા દેશીરાજ્યો છે. ધંધુકા અને ઘોઘા તાલુકાઓ અંગ્રેજ સરકારને તાબે છે.

**સીમા—ઉત્તરે** કચ્છનું રણ અને કચ્છના અખાતનો કાંટો, **દક્ષિણે** અરબી સમુદ્ર, **પૂર્વે** અમદાવાદ જીલ્લો અને ખંભાતનો અખાત અને **પશ્ચિમે** અરબી સમુદ્ર આવેલા છે.

* કચ્છની ભૂગોળ આપવામાં આવી નથી.

**કુદરતી રચના**—કાઠીયાવાડનો મધ્ય ભાગ ઉચ્ચ પ્રદેશ છે. કારણ કે તેના મધ્ય ભાગમાં પર્વતો આવેલા છે, અને તેમાંથી નીકળતી નદીઓ ટુંકી છે, તેમજ ચારે દિશાએ વહે છે. એ પ્રાંત આપણા ગુજરાત પ્રાંતથી દોઢો છે, પરંતુ વસ્તી પોણી છે. એટલે ગુજરાત કરતાં અહીં વસ્તીનું પ્રમાણ ઓછું છે.

**પર્વત**—ગીર, ગીરનાર, શેત્રુંજો, બર્ડો અને ચોટીલો વગેરે. ( તેની સામાન્ય હકીકત ગુજરાત પ્રાંતના સામાન્ય વર્ણન સાથે આપી છે. )

**નદીઓ**—ભાદર, શેત્રુંજી, મચ્છુ, ભોગાવો અને સુકભાદર વગેરે.

**ખનીજ**—લોખંડની કાચી ધાતુ તથા ઘર બાંધવાના પત્થરો.

**પાક**—ઘઉં, કપાસ, ડાંગર, જુવાર, કઠોળ ને તેલીબીઆં.

**ધંધો**—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે; પણ કેટલીક જગોએ લોકો સોનેરી કસબનું તથા અતલસનું, રેશમનું ભરતકામ, તથા કંકુ બનાવે છે, અને તે પર પોતાનું ગુજરાન ચલાવે છે.

**લોકો**—કાંઇક જાડી બુદ્ધિવાળા, પરંતુ હેતાળ અને માયાળુ છે.

**નીકાસ**—ત્યાંથી પોરબંદરી પત્થર, ઘી, રૂ, ને તેલીબીઆં પરદેશ ચઢે છે.

**રેલવે**—કાઠીઆવાડમાં આજથી આશરે ૪૦–૪૫ વર્ષ ઉપર રેલવે બાંધવામાં આવી છે, અને તે બધી કાઠીયાવાડના રાજાઓ તરફથી દાખલ કરવામાં આવી છે.

(૧) ધાંગધ્રાંથી વઢવાણ, બોટાદ થઇ ભાવનગર જાય છે.

(૩) જામનગરથી વેરાવળ, અને વેરાવળથી છેક દ્વારકાં સુધી જાય છે.

(૩) ધોળકાથી પોરબંદર સુધીની.

(૪) રાજકોટથી વીરમગામ સુધી જાય છે.

આ સિવાય બીજી નાની રેલવેઓ ઘણી છે.

**રાજવ્યવસ્થા**—કાઠીયાવાડમાં નાનાં મોટાં મળી ૧૬૩ સંસ્થાનો આવેલાં છે. એમાં મુખ્ય ભાવનગર, પોરબંદર, ગોંડળ, ધ્રાંગધ્રા. મોરબી. નવાનગર, જુનાગઢ, જાફરાબાદ છે, આ પહેલા વર્ગનાં છે.

વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ ને વઢવાણ આ ૭ બીજા વર્ગનાં છે.

આ સિવાય બાકીનાં બધાં નાનાં છે. આ બધાં રાજ્યો ઉપર દેખરેખ રાખવા સારૂં વૉઇસરાય સાહેબ તરફથી એક જુદે.જ અમલદાર મુકવામાં આવે છે. તેનું નામ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે. આ બાબત અગાઉ આપણે જણાવી ગયા છીએ.

આ અમલદારના હાથ નીચે બીજા અમલદારો છે. તે **પૉલીટીકલ એજન્ટ** કહેવાય છે.

## કાઠીયાવાડના ચાર પ્રાંત.

| પ્રાંતો અને | પૉલીટીકલ એજંટોનાં સદર સ્ટેશનો. |
|---|---|
| ૧. ઝાલાવાડ. | વઢવાણ. |
| ૨. ગોહીલવાડ | સોનગઢ. |
| ૩. સોરઠ. | જેતલસર. |
| ૪. હાલાર. | રાજકોટ. |

## ઝાલાવાડ.

### જાણવાજોગ હકીકત.

**ધ્રાંગધ્રા**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે. શહેરમાં રાજાનો મહેલ જોવાલાયક છે. ત્યાંના પત્થરોની ઘંટીઓ સારી બને છે.

**વઢવાણ**—વઢવાણ રાજ્યની રાજધાની છે. તે ભોગાવો નદીપર આવેલું છે. શહેરના કેમ્પના મેદાનમાં લશ્કરી છાવણી છે.

**લીમડી**—લીમડી સંસ્થાનનું મુખ્ય શહેર છે. રાજકર્તા ઠાકોર કહેવાય છે. આ ગામની સુડીઓ વખણાય છે.

આ સિવાય લખતર સાયણ, ચુડા ને બજાણું એ નાનાં રાજ્યો છે.

## ગોહીલવાડ.

### જાણવાજોગ હકીકત.

**ભાવનગર**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે, ઇ. સ. ૧૭૪૨ માં ભાવસીંગ બેંગારે વસાવ્યું હતું. તેના નામપરથી શહેરનું નામ ભાવનગર પડયું. એ કાઠીયાવાડમાં શોભીતું શહેર અને બંદર છે. શહેરમાં દીવાદાંડી. દરબારી કચેરીઓ, રાજમહેલ, બાગ વગેરે જોવાલાયક છે.

**પાલીતાણા**—જૈનોનાં દહેરાં માટે પ્રખ્યાત છે.

**શિહોર**—તાંબા પિત્તળનાં વાસણ માટે પ્રખ્યાત છે.

## સોરઠ.

અસલ **સૌરાષ્ટ્ર** પરથી **સોરઠ** નામ પડયું છે.

**સંસ્થાનો**—જુનાગઢ, પોરબંદર. અને જાફરાબાદ.

### નામીચાં સ્થળો.

**જુનાગઢ**—જુનાગઢના રાજ્યની રાજધાનીનું શહેર છે. ત્યાંના રાજા બાબી જાતના મુસલમાન છે. આ શહેર ગઢ નામથી આખા ગુજરાત પ્રાંતમાં ઓળખાય છે. નરસીંહ મહેતા આ ગામના વતની હતા. ત્યાં નરસીંહ મહેતાનો ચોરો, મહમદ બેગડાએ બંધાવેલી મસીદ, હાઇસ્કૂલ અને કોલેજ જોવાલાયક છે.

**સોમનાથ પાટણ**—*હિંદુઓનું મોટું જાત્રાનું ધામ છે. ત્યાંનું સોમનાથ મહાદેવનું દહેરૂં જોવાલાયક છે.

**પોરબંદર**—સંસ્થાનની રાજધાનીનું શહેર તથા દરીયા કાંઠા ઉપર બંદર છે. ત્યાંનો રાજા રજપુત છે. ત્યાંથી સુરત, મુંબઈ, અમદાવાદ વગેરે ઠેકાણે પત્થર મોકલવામાં આવે છે.

**જાફરાબાદ**—દરીયાકાંઠા ઉપર બંદર છે. ત્યાંનું મુસલમાની રાજ્ય જંજીરાના નવાબને તાબે છે.

**વેરાવળ**—અરબી સમુદ્રના કિનારાપર બંદર છે.

## હાલાર પ્રાંત.

| | સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|---|
| **મુખ્ય સંસ્થાન**— | (૧) નવાનગર | નવાનગર. |
| | (૨) મોરબી | મોરબી. |
| | (૩) ગોંડળ | ગોંડળ. |
| | (૪) વાંકાનેર | વાંકાનેર. |
| | (૫) ધ્રોળ | ધ્રોળ. |
| | (૬) રાજકોટ | રાજકોટ. |

**નવાનગર**—રાજા જાડેજા રજપુત છે. ત્યાંનું કંકુ, કસબી અને રેશમી કાપડ વખણાય છે. શહેરમાં લખોટા મહેલ, કોઠા અને મંજુવાવ જોવા લાયક છે.

**મોરબી**—મચ્છુકાંઠાપર રાજધાનીનું શહેર છે. શહેરમાં બાગ, મહેલ, દવાખાનાં ને ઝુલતો પુલ જોવાલાયક છે.

**ગોંડળ**—સંસ્થાનની રાજધાની છે. શહેરમાં હાઈસ્કૂલ, ને ગરાસીયાના કુમારોને ભણવાની કૉલેજ છે.

---

* મહાદેવની હકીકત શિક્ષકે સમજાવવી.

**રાજકોટ**—રાજકોટ રાજ્યની રાજધાનીનું શહેર આજી નદી ઉપર આવેલું છે. ત્યાં રાજકુમાર કૉલેજ, આલ્ફ્રેડ હાઇસ્કૂલ, ટ્રેનિંગ સ્કૂલ, કૈસરેહીંદ નામનો આજીપર બાંધેલો પૂલ, વગેરે જોવાલાયક સ્થળો છે. ત્યાં એજન્સીના એજંટ ટુ ધી ગવર્નર જનરલ અને હાલાર પ્રાંતના પૉલિટિકલ એજંટ રહે છે. હવા સારી છે.

આ સિવાય—બાલાછડી, હવા ખાવાનું સ્થળ છે. ઘણા યુરોપિયનો ત્યાં હવા ખાવા આવે છે.

## પાલણપુરનું રાજ્ય અને બીજાં સંસ્થાનો.

### પાલણપુર.

ગુજરાતની છેક ઉત્તરે અને કચ્છના રણની પૂર્વે આવેલું છે. તે પશ્ચિમ હિંદ સ્ટેટસ એજન્સીનો ભાગ ગણાય છે. અને તે અગાઉ પાલણપુર એજન્સીમાં હતું, તેનો વિસ્તાર અમદાવાદ જીલ્લા કરતાં અઢી ઘણો છે, પણ વસ્તી માત્ર પાંચ લાખ માણસની છે. આ રાજ્યમાં રેતીનાં મેદાન છે; અને ત્યાં જમીન ખારી છે. પાસે રણ હોવાને લીધે વરસાદ ઘણો ઓછો પડે છે. જ્યાં પાક લાયક જમીન છે ત્યાં ડાંગર, જુવાર, ઘઉં, કપાસ, સરસવ અને એરંડા થાય છે.

**નદીઓ**—બનારસ અને સરસ્વતી.

**બીજાં સંસ્થાનો**—હિંદુ, મુસલમાનોનાં મળી તેર સંસ્થાનો છે. રાધનપુર એ મુખ્ય છે, બાકીનાં નાનાં છે.

### નામીચા સ્થળો.

**પાલણપુર**—આ રેલવે સ્ટેશન છે. આ સંસ્થાનના રાજા દિવાન કહેવાય છે. શહેરમાં કચેરીઓ, રાજમહેલો, હાથીખાનું વગેરે જોવાલાયક છે. એ સિદ્ધરાજની જન્મભૂમિનું સ્થળ છે.

**ડીસા**—ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે, અને હવાખાવાનું સ્થળ છે.

**રાધનપુર**—રાધનપુર સંસ્થાનનું મુખ્ય શહેર છે અને આ સંસ્થાનના નવાબ અહીં રહે છે. શહેરમાં જોવાલાયક રાજમહેલ હિંદુ ને જૈનોનાં દહેરાં વગેરે સ્થળો છે.

**મુંજપુર**—રાધનપુર સંસ્થાનમાં છે. તે કપાસ તથા સુરાખારને માટે પ્રખ્યાત છે.

આ સિવાય બીજાં જોવા તથા જાણવાલાયક સ્થળો છે. જેવાં કે લોટેશ્વર, પંચાસર વગેરે. (પંચાસર ગુજરાતનું જુનું પાટનગર હતું).

## મહીકાંઠા એજન્સી.

ગુજરાતના પૂર્વ તથા ઇશાન કોણમાં આ એજન્સી આવેલી છે. તેનો વિસ્તાર અમદાવાદ જીલ્લા જેટલો છે, પણ વસ્તી તેનાથી અર્ધી છે. આ એજન્સીનો ઘણોખરો ભાગ ડુંગરાળ છે. તેથી ખેતીની પેદાશ સારી નથી.

**મુખ્ય પેદાશ**—ઘઉં, મકાઈ, કોદરા ને કપાસ છે.

**ડુંગરો**—આબુ અને આરાસુર.

**જંગલો**—ડુંગરો પાસે નાનાં મોટાં જંગલો છે. તેમાં વાંસ, ખેર, સીસમનાં ( દાંતાના રાજ્યમાં સુખડ ) ઝાડોનાં લાકડાની પેદાશ સારી છે.

**નદીઓ**—સાબરમતી, મહી, હાથમતી.

આ એજન્સીમાં મહી નદી વહે છે તે પરથી તેની આસપાસનો પ્રદેશ મહીકાંઠા નામથી ઓળખાય છે. આ એજન્સીમાં નાનાં મોટાં મળી ૬૩ સંસ્થાનો છે. તેમાં ઈડરનાં ને દાંતાનાં સંસ્થાનો મોટાં છે.

### નામીચા સ્થળો.

**ઇડર**—આ રાજ્યની અસલ રાજધાનીનું શહેર છે. અને ત્યાંના રાજા મહારાજાના નામથી ઓળખાય છે. શહેરમાં હિંદુ તથા જૈન દેવાલયો, અને રાણીયોના મહેલો જોવા લાયક છે.

**અમનગર**—( હિંમતનગર )—હાથમતી નદીને કાંઠે આવેલું છે. ત્યાંનો કિલ્લો જોવાલાયક છે. આ સિવાય **સામળાજી** અને **ખેડબ્રહ્મા** જાત્રાનાં ઠેકાણાં છે.

**દાંતા**—આ રાજ્યમાં **અંબાજી માતાનું** સ્થળ આવેલું છે. ત્યાં દર વર્ષે હજારો હિંદુઓ જાત્રા કરવા જાય છે.

**સાદરા**—એજન્સીના પોલીટીકલ એજંન્ટનું સદર સ્ટેશન છે. ત્યાં ગરાસીઆના કુંવરોને ભણવાની સ્કૉટ કૉલેજ છે.

**પેથાપુર**—રંગાટી બાંધણીઓ માટે પ્રસિદ્ધ છે.

**મોહનપુર**—ત્યાં અબરખની ખાણો છે.

## રેવાકાંઠા એજન્સી

આ એજન્સી ગુજરાતની પૂર્વે તથા દક્ષિણે આવેલી છે. આનાં ઘણાંખરાં સંસ્થાનો નર્મદા (રેવા) નદીની આસપાસ આવેલાં હોવાથી આ એજન્સીનું નામ રેવાકાંઠા પડયું છે. આનો પૂર્વ તથા મધ્ય ભાગ પહાડી છે. એકંદરે લુણાવાડા, વાડાશીનોર, અને મેવાસનો ભાગ બાદ કરતાં બધો ભાગ પહાડી અને જંગલોથી ભરપુર હોવાને લીધે ત્યાંની હવા ભેજવાળી છે. તેમાં રસાળ જમીન બહુ થોડી છે. તેમાં—

**મુખ્ય પાક**—મકાઇ, જુવાર, કાદરા, કઠોળ, તલ વગેરે થાય છે.

**જંગલોમાં**—મહુડાં, વાંસ, સાગ, ખેરનાં ઝાડો થાય છે. તેમાં મધ, મીણ અને લાખ પુષ્કળ મળી આવે છે. પંચમહાલ જીલ્લાનો કલેકટર આ જીલ્લાનો પૉલીટીકલ એજંટ છે, તે ગોધરામાં રહે છે.

**પર્વતો**—રાજપીંપળાના ડુંગરો.

**નદીઓ**—નર્મદા અને મહી.

## મુખ્ય સંસ્થાનો

**રાજપીંપળા**—તે એજન્સીમાં મોટામાં મોટું રાજ્ય છે. ત્યાંના રાજા ગોહીલા રજપુત છે. તેની રાજધાની કર્જણ નદીપર આવેલા **નાંદોદમાં** છે. ત્યાં છત્રવિલાસ મહેલ જોવાલાયક છે.

**છોટાઉદેપુર** અને **બારીયા**—આ બંને રાજ્યોના રાજાઓ ચોહાણ જાતના રજપુતો છે. બંને શહેરોમાં રાજાના મહેલો જોવાલાયક છે. બારીઆની પાસે **દેવગઢનો** ડુંગર જોવાલાયક છે.

**લુણાવાડા**—એ સંસ્થાનની રાજધાનીનું શહેર છે.

## સુરત એજન્સી.

આ એજન્સી સુરત જીલ્લાની પાસે આવેલી છે, અને ચાર સંસ્થાનોની બનેલી છે. સુરતનો કલેકટર તે આ એજન્સીનો પૉલીટીકલ એજંટ છે. જંગલો હોવાને લીધે ત્યાંની હવા ખરાબ ગણાય છે.

**નદીઓ**—તાપી, કાવેરી અને દમણગંગા.

**પર્વતો**—ચાંદવડ અને સાતમાળા, તે સહ્યાદ્રિ પર્વતના ફાંટા છે.

**મૂખ્ય સંસ્થાનો**—વાંસદા, ધરમપુર, સચીન ને ડાંગ.

**વાંસદા**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે ત્યાં રાજાનો મહેલ જોવા લાયક છે.

**ઉનાઈ**—જાત્રાનું સ્થળ છે. ત્યાં ઉના પાણીના કુંડો જોવા લાયક છે.

**ધરમપુર**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે, ત્યાંના રાજકર્તાને રાણા કહે છે.

**સચીન**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે. ત્યાંના રાજકર્તા જાતે હબસી છે. તે નવાબ કહેવાય છે.

**ડુમસ**—સચીન સંસ્થાનમાં દરિયા કિનારે હવા ખાવાનું સ્થળ છે.

**ડાંગ**—સંસ્થાનની રાજધાનીનું શહેર છે. ત્યાંનો રાજા ભીલ છે. એ સંસ્થાન પહેલાં નાશિકના કલેક્ટરના તાબામાં હતું. હાલમાં સુરત એજન્સીમાં ભેળવ્યું છે.

## ખંભાત.

આ સંસ્થાન ખેડા જીલ્લાની પશ્ચિમે આવેલું છે. એ દરિયા નજીક હોવાથી ત્યાં તાપ કે ટાઢ વધારે પડતાં નથી. એટલે ત્યાંની હવા સમધારણ હોવાથી લોકોની તંદુરસ્તી સારી રહે છે. તેના પશ્ચિમ ભાગની જમીનમાં દરિયો નજીક હોવાથી કુવાના પાણી ખારા થઇ જાય છે તેથી દર પાંચ વર્ષે નવા કુવા ખોદાવવા પડે છે. પૂર્વ તરફના ફળદ્રુપ પ્રદેશમાં—

**મુખ્ય પાક**—કપાસ, ઘઉં, બાજરી અને કઠોળ થાય છે.

**નદીઓ**—મહી અને સાબરમતી.

ખંભાતના રાજકર્તા મુસલમાન હોવાથી નવાબ કહેવાય છે. ખેડા જીલ્લનો કલેકટર આ સંસ્થાનનો પોલીટીકલ એજંટ છે.

**મુખ્ય શહેરો-ખંભાત**—દરિયા કિનારા પર બંદર ને રાજધાનીનું શહેર છે. પરંતુ ખંભાતના અખાતનો આ ભાગ પુરાઈ જવાથી ત્યાંનો વેપાર પડી ભાગ્યો છે. અસલ આ શહેરનું નામ **સ્તંભતીર્થ** હતું. ત્યાંનાં અકીકના પત્થરનાં નંગ, બટન તથા સુતરફેણી વખાણાય છે. ત્યાં નવાબનો મહેલ, હાઇસ્કૂલ, લાલ તથા દીલખુશ બાગ વગેરે જોવાલાયક સ્થળો છે.

## વડોદરાનું દેશીરાજ્ય.

આ દેશીરાજ્ય ગુજરાત પ્રાંતમાં મોટામાં મોટું છે, અને તેના કેટલાક પ્રાંતો ગુજરાતમાં છુટા છુટા આવેલા છે. તેના ઉપર ગાયકવાડ સરકારનું રાજ્ય ચાલે છે.

આ રાજ્ય પર દેખરેખ રાખવા સારૂ હિંદી સરકાર તરફથી એક અમલદાર નીમવામાં આવે છે તેને **રેસીડેન્ટ** કહે છે, અને તે વડોદરામાં રહે છે. તે વાઇસરોયના તાબામાં છે.

આ રાજ્યનો વહીવટ પણ **અંગ્રેજી** રાજતંત્ર પ્રમાણે ચાલે છે પરંતુ ખાતાઓના ઉપરીનાં નામો ગુજરાતી ભાષામાં આપેલાં છે. જેમકે પ્રાંતના ઉપરીને **સુબો** કહે છે, અને તાલુકાના ઉપરીને **વહીવટદાર** કહે છે. રાજ્યના સૌથી મોટા અમલદારને **દીવાન** કહે છે.

પોતાની પ્રજા કેળવણીમાં વધારે આગળ પડે તે સારૂ ગાયકવાડ સરકારે આખા રાજ્યમાં મફત અને **ફરજીયાત કેળવણી** દાખલ કરી છે. વળી **બાળલગ્ન** કરવાનો રિવાજ પણ બંધ કરાવ્યો છે. તથા આ રાજ્યનાં મોટાં શહેરોમાં અંગ્રેજી નિશાળો, હુન્નરશાળાઓ તથા લાયબ્રેરીઓ કાઢવામાં આવી છે.

**વસ્તી**—આશરે ૨,૦૦,૦,૦૦, માણસની છે.

આ રાજ્યના મુખ્ય ચાર ભાગો પાડેલા છે તે દરેકને પ્રાંત કહે છે. (૧) કડી. (૨) વડોદરા. (૩) નવસારી. (૪) અમરેલી.

## કડી પ્રાંત.

અમદાવાદ જીલ્લાની ઉત્તરે આવેલો છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ તથા વસ્તી અમદાવાદ જીલ્લાની બરાબર છે. વડોદરા રાજ્યોમાં સૌથી મોટામાં મોટો આ પ્રાંત છે. ત્યાંનાં હવાપાણી સારાં છે. અનાજ અને ઢોરની પેદાશ સારી છે.

**નદીઓ**—અનાસ, સરસ્વતી, સાબરમતી ને વાત્રક.

**મુખ્ય શહેર–પાટણ**—કડી પ્રાંતમાં તે મોટું ને જુનું શહેર છે. આ શહેર વનરાજ ચાવડાએ વસાવેલું છે. ત્યાંનાં પટોળાં ને માટીનાં

વાસણ વખાણાય છે. ઘણા વર્ષો સુધી તે ગુજરાતની રાજધાનીનું શહેર હતું.

**સિદ્ધપુર**—સરસ્વતી નદીના ડાબા કિનારા પર આવેલું છે. તે જાત્રાનું ઠેકાણું છે. ત્યાં લોકો માતૃશ્રાદ્ધ કરવા જાય છે.

**વડનગર**—ઘણું જુનું શહેર છે. તે વડનગરા નાગરનું વસાવેલું છે.

**વીસનગર**—આ શહેર વીસનગરા નાગરનું વસાવેલું છે. ત્યાંની હળદાર વખાણ છે.

**વિજાપુર**—ત્યાં અફીણની પેદાશ સારી છે.

**મેસાણા**—રેલવે જંકશન છે.

**કડી**—ત્યાંના બળદ વખણાય છે. ત્યાં તાલુકા કચેરી છે.

આ સિવાય **આતરસુંબા** ને **બેચરાજી** જાત્રાનાં સ્થળો છે.

## વડોદરા પ્રાંત

આ પ્રાંત ખેડા અને પંચમહાલ જીલ્લાની દક્ષિણે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ખેડાજીલ્લા કરતાં સવાગણું પણ વસ્તી બરોબર છે. આ પ્રાંતના પૂર્વ ભાગમાં ડુંગરો આવેલા છે. બાકીના પ્રદેશમાં તમાકુ, કઠોળ અને કપાસ થાય છે. આ રાજ્યમાં મુંબઈથી આવતી રેલવે સિવાયની બીજી રેલ્વેઓ ગાયકવાડ સરકાર તરફથી બંધાવેલી છે.

**નદીઓ**—મહી, નર્મદા, વિશ્વામિત્રી અને ઢાઢર.

**મુખ્ય શહેરો–વડોદરા**—આખા રાજ્યની રાજધાનીનું શહેર છે. તે વિશ્વામિત્રી નદી પર આવેલું છે. શહેરમાં ભપકાદાર મકાનો છે. લક્ષ્મીવિલાસ મહેલ, સંગ્રહસ્થાન, નજરબાગ કલાભુવન અને લાયબ્રેરી વગેરે, જોવાલાયક સ્થળો છે. આ સિવાય **ચાણોદ, કર્નાળી** અને **ડભોઇ** શહેરો પણ જોવા લાયક છે.

## નવસારી પ્રાંત.

આ પ્રાંત રેવાકાંઠા એજન્સીની દક્ષિણે આવેલો છે. તેનું ક્ષેત્રફળ સુરત જીલ્લા કરતાં સવાગણું પણ વસ્તી તેના કરતાં અર્ધી છે. કારણ કે તેનો પૂર્વ ભાગ જંગલ અને ડુંગરોથી ભરપુર છે. તેથી ત્યાંના હવાપાણી ખરાબ છે. જંગલોમાં ઈમારતી લાકડાંની પેદાશ સારી છે. બાકીની ફળદ્રુપ જમીનમાં શેરડી, ફણુસ, કેરીઓ વગેરે થાય છે.

**નદીઓ**—તાપી, અંબિકા.

**શહેરો–નવસારી**—પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં પારસીની વસ્તી ઘણી વધારે છે.

**ગણદેવી**—ત્યાંનો ગોળ વખણાય છે.

આ સિવાય **બીલીમોરા**, વ્યારા અને સોનગઢ ગામો છે.

## અમરેલી પ્રાંત

આ પ્રાંતના ઘણાખરા ભાગમાં ડુંગરો છે. વરસાદ થોડો વરસે છે. ત્યાં મુખ્ય પાક જુવાર, બાજરી, શેરડી અને રૂનો છે. આ પ્રાંતમાં કોડીનાર તરફના ભાગની હવા ઘણી ખરાબ છે.

**દ્વારકાં**—કાઠીયાવાડના પશ્ચિમ કિનારે આવેલું છે. અસલના વખતમાં **શ્રી કૃષ્ણ ભગવાનની** રાજધાનીનું શહેર હતું. ત્યાં દર વરસે હજારો જાત્રાળુ જાત્રા કરવા સારૂં જાય છે. આ શહેર ઓખામંડળ ભાગમાં આવેલું છે અને તે ગાયકવાડના તાબામાં છે.

## પરદેશી રાજ્ય

ગુજરાત પ્રાંતમાં દીવ અને દમણ ફીરંગી સંસ્થાનો છે.

**દીવ**—આ નામનો બેટ કાઠીયાવાડની દક્ષિણે આવેલો છે. ત્યાં ભાવસારો કપડાં છાપવાનું કામ સારૂં કરે છે. ત્યાં દીવાદાંડી છે.

**દમણ**—સુરત જીલ્લાની દક્ષિણે આવેલું છે. તેના તાબાનો **નગર હવેલી** તાલુકો ફળદ્રુપ છે. તેમાં ડાંગર, નાળીએર, ઘઉં કઠોળ વગેરે પાકે છે.

# પ્રકરણ ૬ ઠું.

## ( પૃથ્વી )

આપણે જેના ઉપર રહીએ છીએ, તેનું નામ **પૃથ્વી** છે. તેનો આકાર ગોળ છે. તેની સપાટીના ઘણા ભાગ ઉપર પાણી છે. અને માત્ર થોડા ભાગ ઉપર જમીન છે. પાણીનો મોટો ભાગ **મહાસાગર** કહેવાય છે, અને જમીનના મોટા ભાગને ખંડ કહેવામાં આવે છે. બધા મળી પાંચ મહાસાગરો છે, તેમનાં નામ—(૧) ઉત્તર મહાસાગર. (૨) દક્ષિણ મહાસાગર. (૩) આટલાંટિક મહાસાગર. (૪) પાસિફિક મહાસાગર અને (૫) હિંદી મહાસાગર.

ખંડો પાંચ છે. તેમનાં નામ—(૧) **એશીયાખંડ** આ ખંડમાં આપણે રહીએ છીએ.

( ૨ ) **યુરોપખંડ**—આ ખંડ એશિયા ખંડની પશ્ચિમ દિશાએ આવેલો છે અને અંગ્રેજ લોકો આ ખંડમાં રહે છે.

( ૩ ) **આફ્રિકા ખંડ**—આ ખંડ એશિયા ખંડની પશ્ચિમ દિશાએ આવેલો છે; પણ યુરોપ ખંડની દક્ષિણ દિશાએ છે.

( ૪ ) **અમેરિકા ખંડ**—આ ખંડ યુરોપ ખંડની છેક પશ્ચિમ દિશાએ આવેલો છે. યુરોપ ખંડ અને અમેરિકા ખંડ વચ્ચે આટલાંટિક મહાસાગર આવેલો છે. પૃથ્વી ગોળ હોવાથી અમેરિકા ખંડ એશિયાખંડની પૂર્વ દિશામાં પણ આવેલો કહેવાય. એશિયા ખંડને અમેરિકા ખંડ વચ્ચે પાસિફિક મહાસાગર આવેલો છે.

( ૫ ) **ઑસ્ટ્રેલીયા ખંડ**—આ ખંડ આપણા હિંદુસ્તાન દેશ તેમ એશિયા ખંડની દક્ષિણે આવેલો છે. પાસિફિક મહાસાગર તેની ચારે તરફ પ્રસરી રહેલો છે. તેથી તેને એક મોટો બેટ પણ કહી શકાય.




તૈયાર કરનાર સુ. છો.

# એશિયા ખંડ

આપણો ગુજરાત પ્રાંત હિંદુસ્તાન દેશમાં આવેલો છે. અને હિંદુસ્તાન દેશ એશિયા ખંડમાં આવેલો છે, અને તે એશિયા ખંડની દક્ષિણ દિશાએ છે. આપણાં હિંદુસ્તાન દેશ ઉપરાંત એશિયા ખંડમાં બીજા ઘણા દેશો આવેલા છે. તેમાંના મુખ્ય દેશો નીચે પ્રમાણે છે.

ચીન, જાપાન, રૂશિયા, તુર્કસ્તાન, અરબસ્તાન, અફગાનિસ્તાન, ઇરાન.

**ચીન** અને **જાપાન** એ એશિયાખંડની તેમ આપણા હિંદુસ્તાનની પૂર્વ દિશામાં આવેલા છે.

**તુર્કસ્તાન, અફગાનિસ્તાન, અરબસ્તાન** અને **ઇરાન** આ દેશો એશિયા ખંડની તેમ આપણા હિંદુસ્તાનની પશ્ચિમ દિશાએ આવેલા છે.

# યુરોપ

આપણા રાજકર્તા અંગ્રેજ લોકો છે, અને તેમના દેશનું નામ **ઇગ્લાંડ** છે. ઇગ્લાંડ દેશ યુરોપ ખંડમાં આવેલો છે, અને તે એ ખંડની ઉત્તર દિશામાં છે. ઇગ્લાંડ ઉપરાંત યુરોપ ખંડમાં ઘણા દેશો છે, તેમાં મુખ્ય દેશો નીચે પ્રમાણે છે.

**સ્કૉટલાંડ** અને **આયરલાંડ**—આ બંને દેશો અંગ્રેજ સરકારના તાબામાં છે.

ઇગ્લાંડની દક્ષિણે **ફ્રાન્સ** દેશ છે.

યુરોપ ખંડની પૂર્વ દિશાએ **રૂશીઆ** દેશ આવેલો છે, તેમ **સ્વીડન**, અને **નોર્વે**, આ બંને દેશો પણ પૂર્વ દિશાએ આવેલા છે.

યુરોપ ખંડની દક્ષિણે **સ્પેન, પોર્ટુગલ, ઇટાલી, તુર્કસ્તાન, ગ્રીશ** એ દેશો આવેલા છે.

મધ્યમાં **જર્મની** ને **ઓસ્ટ્રીયા હંગરી** છે.

## આફ્રિકા ખંડ

એશિયાની પશ્ચિમ અને યુરોપ ખંડની દક્ષિણે આફ્રિકા ખંડ આવેલો છે. આફ્રિકા ખંડની ઉત્તરમાં **મીસર દેશ** નામે એક જાણીતો દેશ છે. આ ખંડના પૂર્વ ભાગમાં **ઝાંઝીબાર, યુગંડા** તથા **કેનિયાનું** સંસ્થાન છે. આ બધા દેશો અંગ્રેજ સરકારની હકુમત નીચે છે.

દક્ષિણે **કેપ કાનોલી, ટ્રાન્સવાલ** અને **નાતાલ** એ મુલકો આવેલા છે. આ પણ અંગ્રેજ સરકારના તાબામાં છે, અને મધ્ય ભાગમાં **સહરાનું** રણ અને **કાંગોનું** રાજ્ય છે.

## અમેરિકા ખંડ

**અમેરિકા** ખંડ—યુરોપ ખંડની પશ્ચિમ દિશાએ આવેલો છે ને એ એશિયાની પૂર્વ દિશાએ છે. એના બે મુખ્ય ભાગ છે. **ઉત્તર અમેરિકા** અને **દક્ષિણ અમેરિકા.**

ઉત્તર અમેરિકામાં **કેનેડા, યુનાઈટેડ સ્ટેટસ** અને **મેકસીકો** એ મુખ્ય દેશો છે.

કેનેડા તે છેક ઉત્તર દિશાએ છે અને તે અંગ્રેજ સરકારના તાબામાં છે.

દક્ષિણ અમેરિકામાં નાના નાના ઘણા દેશો છે, તેમાં **બ્રાઝીલ** અને **પેરૂ** એ મુખ્ય છે.

## ઑસ્ટ્રેલીયાખંડ.

**ઑસ્ટ્રેલીયા** ખંડ—હિંદુસ્તાન દેશની દક્ષિણ દિશાએ આવેલો છે, તે અંગ્રેજ સરકારના તાબામાં છે. ઑસ્ટ્રેલીઆની દક્ષિણે **ટાસમાનિયા** નામનો એક ટાપુ છે. તે પણ અંગ્રેજ સરકારને તાબે છે.

પૂર્વમાં **ન્યુઝીલાંડ** ને **ફીજી** ટાપુઓ છે તે પણ અંગ્રેજ સરકારના તાબામાં છે.



# ભૂગોળની વ્યાખ્યાઓ સમજાવનારો નકશો.



તૈયાર કરનાર સુ. છો.

## વ્યાખ્યાઓ.

**ટીપ**:—શિક્ષકે આ નીચે આપેલી વ્યાખ્યાઓ ગોખવી નહિ. પરંતુ માટીના નમુનાઓ બનાવી અથવા પૃથ્વીનો ગોળો લઇ સમજાવવી.

**ખંડ**—જમીનના મોટા ભાગો પૃથ્વી પર જોવામાં આવે છે, તેને ખંડ કહે છે. ( ખંડ=ભાગ. )

**મહાસાગર**—પાણીના ઘણા મોટા ભાગને **મહાસાગર** કહે છે. ( મહા=મોટો+સાગર=દરીયો. )

**સમુદ્ર કે દરીયો**—મહાસાગરથી નાના પાણીના ભાગને સમુદ્ર કે દરીયો કહે છે.

**ઉપસાગર**—પાણીનો મોટો ભાગ જમીનમાં ગયેલો હોય તેને **ઉપ-સાગર** કહે છે. ( ઉપ=નાનો+સાગર=દરિયો. )

**અખાત**—સમુદ્રનો ફાંટો જમીનમાં ઉંડે ગયેલો હોય તેને **અખાત** કહે છે.

**ભૂશીર**—( ભૂ=પૃથ્વી+શીર=માથું. ) પૃથ્વીનું માથું અથવા જમીનની અણી સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશીર** કહે છે.

**ટાપુ**—( બેટ )—જેની ચારે બાજુ પાણી ને વચ્ચે કોરી જમીન તેવી જમીનને **ટાપુ** કહે છે.

**સરોવર**—જેની ચારે બાજુ જમીન ને વચ્ચે પાણી હોય તેવા પાણીના ભાગને **સરોવર** કહે છે.

**દ્વિપકલ્પ**—જેની ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન હોય એવા જનીનના ભાગને **દ્વિપકલ્પ** કહે છે.

**રણ**—ઘણા લાંબા રેતીના પટને **રણ** કહે છે અને તેમાં રેતી સિવાય કાંઇ નજરે પડતું નથી.

**મેદાન**—જમીનના સપાટ ભાગને **મેદાન** કહે છે.

**બંદર**—જે ગામ અથવા શહેર દરીયા કાંઠે અથવા કોઈ મોટી નદી કાંઠે આવેલું હોય અને જ્યાં વહાણો અથવા આગબોટો મારફતે માલ ચઢ ઉતર થતો હોય તેને **બંદર** કહે છે.

**સ્ટેશન**—જે ગામ અથવા શહેરથી રેલવેમાં માલ તથા માણસો દેશ પરદેશ જતાં હોય, તેવાં સ્થળને **સ્ટેશન** કહે છે.

**સંયોગીભુમિ**—જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ તેને **સંયોગીભુમિ** કહે છે.

**સામુદ્રધૂનિ**—પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ તેને **સામુદ્રધૂનિ** કહે છે.

**પહાડ, ડુંગર** અને **પર્વત**—જમીનનો જે ભાગ ઉંચો ચઢી ગયો હોય તેને **પહાડ, ડુંગર** કે **પર્વત** કહે છે.

**ખીણ**—બે મોટા પર્વતોની વચ્ચે આવેલા નીચા પ્રદેશને **ખીણ** કહે છે.

**નદીનું મૂળ** અને **મુખ**—નદી જે જગ્યાએથી નીકળતી હોય તેને નદીનું **મૂળ** કહે છે, અને નદી જે જગાએ દરીયા કે રણને મળતી હોય તે જગાને નદીનું **મૂખ** કહે છે.

**સંગમ**—બે નદીઓ જે જગ્યાએ એક બીજાને મળે તે જગ્યાને **સંગમ** કહે છે.

**ધોધ**—જે જગ્યાએ નદીનું પાણી ઉંચી જગ્યાએથી એકદમ નીચે પડતું હોય તે જગ્યાને **ધોધ** કહે તે.



# ગુજરાતી ભૂગોળનો ટુંકો સાર.

પર્વતો—આબુ, આરાસુર, પાવાગઢ, રાજપીપળાના ડુંગરો, પારનેરા, ગીર, ગીરનાર, શેત્રુંજો, બર્ડો અને ચોટીલો વગેરે.

નદીઓ—બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, વિશ્વામિત્રી, ઢાઢર, અંબિકા, શેત્રુંજી, ભાદર ને મચ્છુ વગેરે.

બંદરો—દ્વારકાં, પોરબંદર, નવાબંદર, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર, ધોલેરા, ઘોઘો, ખંભાત ને સુરત વગેરે.

અખાતો—ખંભાતનો અને કચ્છનો.

ભૂશીર—દ્વારીકાં.

દ્વિપકલ્પ—કાઠીયાવાડ.

જીલ્લાઓ—અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ, અને સુરત.

એજન્સીઓ—મહીકાંઠા, રેવાકાંઠા, સુરત તથા પશ્ચિમહિંદ સ્ટેટસ.

હવા ખાવાના સ્થળો—માઉન્ટ, આબુ, ડીસા, ડુમસ, હજીરા, તીથલ, બાલાછડી ને વેરાવળ.

હિંદુઓનાં જાત્રાના સ્થળો—અંબાજી, બહુચરાજી, સિદ્ધપુર, ખેડબ્રહ્મા, ડાકોર, ચાણોદ, શુક્લતીર્થ, વડતાલ, પ્રભાસપાટણ અને દ્વારકાં.

જૈન લોકોનાં જાત્રાનાં સ્થળો—ભોયણી, ગીરનાર, શેત્રુંજા વગેરે.

પારસી લોકોનાં જાત્રાનાં સ્થળો—ઉદવાડા, સંજાણ.

ઉના પાણીના ઝરા—દેવકી-ઉનાઈ, લસુંદ્રા અને તુવા.

**સમાપ્ત.**